૭૫૧૨

# ભૂગોળવિદ્યા.

મુંબઇ ઇલાકા ને હિંદુસ્તાનના વિશેષ

તથા

એશિઆ ખંડના સામાન્ય વર્ણન સહિત.

લખનાર

મહાસુખરામ હરગોવિંદદાસ.

"સુંદરીગુણમંદિર" વગેરેના કર્ત્તા.

નવી આવૃત્તિ.

---

મુંબઇ.

રાજ્યભક્ત પ્રિંટિંગ પ્રેસમાં છાપી.

---

સંવત ૧૯૪૭—સન ૧૮૯૧



કીમત ૩ આના.

# સુંદરીગુણમંદિર.

કીમત ૦-૧૦-૦ **બીજી આવૃત્તિના મત.** ટપાલ ૦-૧-૦

કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ. સી. આઈ. ઈ.—"સુંદરી ગુણમંદિર"ની બીજી આવૃત્તિ ઘણી સારસ છે.

આનરેબલ સરદાર રાવબહાદુર બહેચરદાસ વિહારીદાસ દેસાઈ-પુસ્તક વાંચી જોતાં તે સ્ત્રી વર્ગને ઘણુંજ ઉપયોગી નીતિવાન કરે એવું છે. આવાં સ્ત્રીવર્ગને નીતિ તેમ જ વ્યવહારિક રીતિ શીખવે એવાં પુસ્તકો ગૂજરાતીમાં થવા જરૂર છે.

રાવસાહેબ ગણપતરામ અનુપરામ ડે૦ એ૦ ઇ૦ સોરઠ—આર્ય જનમંડળના દરેક વર્ગમાં એ ગ્રંથ પ્રસરવાની જરૂર છે; અને ઉચ્ચ-નીચ દરેક સ્થિતિના માણસના ગૃહ-કુટુંબમાં એનો પ્રવેશ થવાની અગત્ય છે. દરેક કન્યાશાળામાં તમારા પુસ્તકનું પુષ્કળ 'મિષ્ટ-પોષણ' થવું જોઇએ.

રાવબહાદુર મોતીલાલ ચુનીલાલ ખેડા જીલ્લાના દિ૦ ડે૦ કલેક્ટર ઉછરતી તેમ જ અભણ પ્રૌઢ અબળાઓને "સુંદરી ગુણમંદિર" ઘણુંજ ઉપયોગી પુસ્તક છે અને તે કન્યાશાળાઓમાં ઉપલા વર્ગમાં અને ફિમેલ ટ્રેનિંગ કાલેજમાં બેશક દાખલ કરવા લાયક છે.

"કાઠીઆવાડ ટાઇમ્સ"—આ પુસ્તકમાટે કેળવણી ખાતાના વિદ્વાન્ સત્તાવાળાઓએ તથા દેશી વર્ત્તમાનપત્રોએ એક સ્વરે પસંદગી બતાવેલી હોવાથી તથા સ્ત્રીજાતિને નીતિનો બોધ આપનારૂં પુસ્તક હોવાથી અમારી ખાત્રી છે કે સુજ્ઞ ગૃહસ્થો આવાં પુસ્તકોને બનતું ઉત્તેજન આપવા ઘટીત ધારશે.

"પ્રિયંવદા"—આ ગ્રંથની બીજી આવૃત્તિ થયેલી જોઇ સંતોષ થાય છે કે એવા ઉપયોગી ગ્રંથનો જેટલો ખપ થવો જોઇએ તેટલો થતો જાયછે. ગ્રંથ નિરંતર મનન કરવા યોગ્ય છે.

"જ્ઞાનવર્દ્ધક"—આ પુસ્તક દરેક સ્ત્રીએ વાંચી અભ્યાસ કરવા જોગ બાબદોથી ભરપુર છે. પારસી સ્ત્રીઓ માટે આવું એકે પુસ્તક નથી તેથી તેઓએ તો જરૂર લાભ લેવો જોઇએ

૪૬૯૨

# ભૂગોળવિદ્યા.

## પૃથ્વી ગોળ છે તેનાં કારણો.

પૃથ્વીના ગોળા વિષેનું જેનાથી જ્ઞાન મળે તેનું નામ ભૂગોળવિદ્યા. પૃથ્વી ગોળ છે તેનાં કારણો:—(૧) પૂર્વ દિશાના દેશોમાં સૂર્ય વહેલો ઉગેછે અને પશ્ચિમ ભણીના દેશોમાં સૂર્યને ઉગવાને વિશેષ વખત લાગેછે માટે પૃથ્વી ગોળ હોવી જોઇએ. (૨) પૃથ્વીના સઘળા ભાગપર એકે વખતે સૂર્યોદય તથા સૂર્યાસ્ત થતો નથી. વળી આથમતા સૂર્ય સમયે બલુનમાં બેસી ઘણે ઊંચે ચઢીને જોવાથી જ્યારે પૂર્વમાં રાત પડતી દેખાયછે ત્યારે પશ્ચિમમાં સૂર્ય ઉગતો નજરે પડેછે; માટે પૃથ્વી પૂર્વ પશ્ચિમ ગોળ હોવી જોઇએ. (૩) દક્ષિણ દિશાથી આપણે જેમ જેમ ઉત્તર તરફ જઇએ છીએ તેમ તેમ ધ્રુવનો તારો ઊંચો દેખાયછે, પણ તે સઘળી દિશાએથી એકસરખો ઊંચો દેખાતો નથી; તે ઉપરથી એવું સિદ્ધ થાયછે કે પૃથ્વી દક્ષિણ ઉત્તર ગોળ હોવી જોઇએ. (૪) કોઇ ઊંચા કિલ્લા, પર્વત, ઝાડ અને વહાણ વગેરેની દૂરથી પ્રથમ ટોચ દેખાયછે, પછી મધ્ય ભાગ અને તેની છેક પાસે જઇએ ત્યારે નીચલો ભાગ નજરે પડેછે, પણ પૃથ્વી સપાટ હોય તો એમ દેખાય નહિ, માટે તે ગોળ હોવી જોઇએ. (૫) દરીઆના કાંઠા પાસેથી જ્યારે વહાણ ચલાવવામાં આવેછે ત્યારે શરૂઆતમાં તેનું તળીઊ, પછી સઢ અને છેક દૂર ગયા પછી તેની ટોંચ પણ દેખાતી નથી, માટે

પૃથ્વી ગોળ હોવી જોઇએ. (૬) જમીનની સપાટી પરથી કે મેદાનમાંથી આપણી સામે જ્યારે કોઇ માણસ ઘણે દૂરથી આવતું હોયછે ત્યારે પ્રથમ તેના માથાપરનો ભાગ, પછી મોં, પછી પેટ અને છેક નજીક આવે ત્યારે તેના પગ દેખાયછે, પણ જો પૃથ્વી ગોળ ન હોય તો માથું ને પગ એકી વખતે દેખાય, પણ તે તેમ દેખાતાં નથી માટે પૃથ્વી સપાટ નહિ પણ ગોળ હોવી જોઇએ. (૭) ખગોળ વિદ્યાથી સિદ્ધ થયુંછે કે સૂર્ય, ચંદ્ર, મંગળ, બુદ્ધ, બૃહસ્પતિ, શુક્ર, શની અને પૃથ્વી એ સર્વ ગ્રહો છે અને તે સર્વ ગોળ છે ત્યારે એ ગ્રહોમાં ગણાતી પૃથ્વી પણ ગોળ જ હોવી જોઇએ. (૮) જોતિષશાસ્ત્રના આધારથી એવું સિદ્ધ થયુંછે કે, જ્યારે ચંદ્રગ્રહણ થાયછે ત્યારે ચંદ્રપર પૃથ્વીની છાયા વર્તુળાકાર અથવા વર્તુળ ખંડાકાર પડેછે, પણ જો પૃથ્વી ગોળ ન હોય તો તેની છાયા કદી ગોળ પડે નહિ. જેવો પદાર્થ તેવી તેની છાયા પડેછે. આ નિયમે જોતાં પણ પૃથ્વી ગોળ હોય તો જ તેની છાયા ગોળ પડે. આ કારણથી પણ સિદ્ધ થાયછે કે પૃથ્વી ચપટી કે થાળી જેવી નહિ પણ દડા કે નારંગીના જેવી ગોળ છે. (૯) આકર્ષણના નિયમથી પણ પૃથ્વી ગોળ જ હોવી જોઇએ કેમકે હરકોઇ ગોળ પદાર્થના મધ્યબિંદુથી તેનાં સઘળાં પરમાણુ સરખા બળે ખેંચાયછે. આ જ. કારણથી પારાની ગાંગડીઓ અને ઝાકળનાં ટીપાં ગોળ બંધાઇ જાયછે માટે પૃથ્વી ગોળ હોવી જોઇએ. (૧૦) કોઇપણ ગોળ પદાર્થની પ્રદક્ષિણા કરવા સારૂ ફરીએ છીએ ત્યારે શરૂઆતે જ્યાંથી ફરવા નીકળ્યા હોઇએ છીએ ત્યાં જ અંતે ફરીને પાછા આવીએ છીએ; તે જ પ્રમાણે જેઓ વહાણમાં કે આગબોટમાં બેસીને પૃથ્વીની પ્રદક્ષિણા કરી આવ્યાછે તેઓ દિશા બદલ્યા વગર જે

જે દિશાએથી નીકળ્યા હોયછે તે જ દિશામાં પાછા આવ્યાછે. એ ઉપરથી પણ સિદ્ધ થાયછે કે પૃથ્વી ગોળ છે. પરંતુ કેવળ ગોળ નથી. જેમ નારંગી બે છેડા આગળ ચપટી છે તેમ પૃથ્વી પણ ઉત્તર તથા દક્ષિણ ભાગ આગળ જરા ચપટી છે. પૃથ્વીની પહેલ વહેલી પ્રદક્ષિણા માગેલ્લન નામે પરાક્રમી પુરૂષે કરી હતી. એ પછી ડ્રેક, હીમસ્કર્ક અને કુક વગેરેએ પણ પૃથ્વીની પ્રદક્ષિણા કરીછે.

---

## દિશાઓ.

મૂળ દિશાઓ ચાર છે. પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, અને દક્ષિણ. એ ચાર દિશાપરથી બીજી દિશા થયેલી છે તેને ખૂણા કહેછે. અગ્નિ, નૈઋત્ય, વાયવ્ય અને ઇશાન. વળી કેટલાક આકાશ અને પાતાળ એ બે દિશા સુધાં દશ દિશા ગણેછે. દિશાઓને જાણવાનું મુખ્ય સાધન સૂરજ છે. તે ન દેખાતો હોય તો ધ્રુવના તારા પરથી જાણી શકાયછે, કેમકે સૂર્ય જેમ હમેશાં પૂર્વમાં ઉગેછે તેમ આ તારો પણ હમેશાં ઉત્તરમાં ઉગેછે. વળી એ તારો પણ ન દેખાતો હોય તો વહાણવટીઓ, ચીનાલોકોએ શોધી કાઢેલું હોકાયંત્ર નામનું એક યંત્ર, પોતાની પાસે રાખેછે; તેની સોય નિરંતર ઉત્તર દિશા તરફ જ રહેછે, તેથી પણ ઉત્તર દિશા જણાયછે. અને તે પરથી બાકીની સઘળી દિશાઓ સહજમાં માલમ પડેછે.

પૃથ્વીની જે દિશામાં સવારના સૂરજ ઉગેછે તે પૂર્વ દિશા જાણવી. અને પૃથ્વીની જે દિશામાં સાંજના સૂરજ આથમતો જણાયછે તે આથમણી કે પશ્ચિમ દિશા જાણવી. સવારના જે દિશામાં સૂરજ ઉગેછે તે તરફ મોં કરી ઉભા રહીએ તો જેણી ગમ આપણો ડાબો હાથ

આવે તે ઉત્તર દિશા અને જેણી ગમ જમણો હાથ આવે તે દક્ષિણ દિશા જાણવી.

---

## ખુણા.

પૂર્વ ને દક્ષિણની વચ્ચેનો ખૂણો તે અગ્નિ; દક્ષિણ અને પશ્ચિમની વચ્ચેનો ખૂણો તે નૈઋત્ય; પશ્ચિમ અને ઉત્તરની વચ્ચેનો ખૂણો તે વાયવ્ય; ઉત્તર અને પૂર્વની વચ્ચેનો ખૂણો તે ઇશાન ખૂણો જાણવો.

---

## નકશાની દિશાઓ.

સપાટ વસ્તુ ઉપર કોઇ પણ પદાર્થ કે પ્રાણીના સઘળા કે તેના કોઇ પણ ભાગના ટુંકામાં કાઢેલા આબેહુબ નમુના અથવા આકારને નકશો કહેછે.




નકશો સીધો રાખી તેના સામા આપણે ઉભા રહીએ તો ઉપરનો એટલે મથાળાનો ભાગ તે ઉત્તર દિશા; અને ડાબા હાથ તરફની તે પશ્ચિમ દિશા; નીચલો એટલે ભોંય તરફનો ભાગ તે દક્ષિણ દિશા તથા જમણા હાથ તરફની તે પૂર્વ દિશા જાણવી. આ ઉપરથી નકશામાં ખૂણા તો સહેલથી સમજાશે જ.

---

## વ્યાખ્યાઓ.

પૃથ્વીની સપાટી જળ તથા જમીનની બનેલી છે. માટે જમીન તથા જળના આકાર, વેપાર, વસ્તી, ઉપયોગ

તથા રાજ્યવ્યવસ્થા અને સ્વાભાવિક કારણોપરથી તેના નીચે પ્રમાણે અનેક વિભાગ થયાછે.

જમીનના વિભાગમાં:—મહાદ્વીપ, ખંડ, દ્વીપ, દ્વીપકલ્પ, સંયોગીભૂમિ, ભૂશિર, ઊંચપ્રદેશ, મેદાન, કિનારો, ડુંગર, પર્વત, ખીણ, જવાળામુખીપર્વત, જંગલ, રણ, ખરાબો, ઇલાકો, પ્રાંત, જીલ્લો, પરગણું, શહેર, કસબો, ગામ, બંદર, સંસ્થાન, એજન્સિ, જળપ્રદેશ ને હવાઆબ છે.

પાણીના વિભાગમાં:-મહાસાગર, સમુદ્ર, ખાડી, અખાત, ઉપસાગર, સામુદ્રધુની, સરોવર, તળાવ, નદી, ઝરો, નદીનુંમૂળ-મુખ, શાખા ને સંગમ છે.

---

## જમીનના વિભાગની વ્યાખ્યાઓ.

મહાદ્વીપ—જમીનના જે મોટામાં મોટા ભાગને મહાસાગર વિંટાઇને તેમાં અનેક ખંડ તથા દેશો આવેલા હોયછે તેને મહાદ્વીપ કહેછે.

ખંડ—જમીનના જે મોટા ભાગમાં ઘણા દેશ આવેલા હોય તેને ખંડ કહેછે.

બેટ—પૃથ્વીનો જે ભાગ ચો બાજુ પાણીથી વિંટાયલો હોયછે તેને દ્વીપ, ટાપુ અથવા બેટ કહેછે.

દ્વીપકલ્પ—જમીનનો જે ભાગ ત્રણ બાજુ પાણીથી વિંટાયલો હોય તથા એક ભાગ જમીન સાથે જોડાયલો હોય તેને દ્વીપકલ્પ કહેછે.

સંયોગીભૂમિ—બે બાજુએ પાણી હોઇ ને જમીનના બે મોટા ભાગને સાંધનાર જમીનનો જે સાંકડો ભાગ તેને સંયોગીભૂમિ કહેછે.

ભૂશિર—જમીનની જે અણી લાંબી થઇને સમુદ્રમાં ગયેલી હોયછે તેને ભૂશિર કે ભૂશલાકા કહેછે.

ઊંચપ્રદેશ—પહાડ કે પર્વતો પર આવેલા મૂલકને ઊંચપ્રદેશ કહેછે.

મેદાન—જમીનની જે સપાટી સમુદ્ર કરતાં ઘણી ઊંચી નથી હોતી તેવા સપાટ જમીનના પ્રસરેલા ભાગને મેદાન અથવા પ્રદેશ કહેછે.

કિનારો અથવા કાંઠો—સમુદ્રને અડકેલા જમીનના ભાગને કિનારો કે કાંઠો કહેછે.

ડુંગર તથા પર્વત—પૃથ્વીપરના ઊંચા ટેકરા જે મળેલા હોયછે તેને ડુંગર કહેછે. એવા ડુંગરો કેટલાક મૈલ સુધી લાંબા અને ઊંચા ગયેલા હોયછે તેને પર્વત કહેછે. એવા જોડાયલા ડુંગર અને પર્વતોને ડુંગરા તથા પર્વતોની હાર કહેછે.

ખીણ—બે ડુંગરા કે પર્વતની વચ્ચેના નીચા પ્રદેશને ખીણ કહેછે.

જવાળામુખીપર્વત—જે પર્વતમાંથી ધૂમાડાના ગોટ, રાખ અને રસ જેવો ગરમ પ્રવાહી પદાર્થ નીકળેછે તેને જવાળામુખીપર્વત એટલે બળતો પહાડ કહેછે.

જંગલ—પૃથ્વીની સપાટીનો જે ભાગ ઝાડોની ઘટાથી છવાઈ રહ્યો હોય તેને જંગલ કહેછે.

રણ—જમીનનો જે ભાગ કેટલાક ગાઉ સુધી બહુ રેતાળ હોય અને જ્યાં માણસ વસી શકતાં ન હોય તથા ઝાડ, પાન કે પાણી પણ જવલ્લે જ મળે તેને રણ કહેછે.

ખરાબો—સમુદ્રમાં આવેલા ટેકરા અથવા ડુંગરને ખરાબો કહેછે.

ઈલાકો—જેમાં ઘણાંએક શહેર હોય અને ખાલસા તથા ખંડીઆ મૂલકો આવેલા હોય તેને ઇલાકો કહેછે.

પ્રાંત કિંવા દેશ—જેમાં ઘણા જીલ્લા, સંસ્થાન, શહેર, નદી અને ડુંગર વગેરે આવેલા હોય તેને અથવા

ભાષા ભેદથી કે કુદરતથી જુદા પડેલા જમીનના ભાગને પ્રાંત કિંવા દેશ કહેછે.

જીલ્લો—જેમાં ઘણાં પરગણાં કે તાલુકા તથા થાણાં અને ગામ આવ્યાં હોય તેને જીલ્લો કહેછે.

પરગણું—જેના તાબા તળે ઘણાં નાનાં મોટાં ગામો આવી તાલુકો બંધાયલો હોય તેને પરગણું કહેછે.

શહેર—જે ગામમાં મોટાં છોબંધ તથા હારબંધ ઘરો પાકી બાંધણીથી બાંધેલાં હોય અને સારાંસારાં ચૌટાં કે બજાર હોય અને જ્યાં વિદ્યાહુન્નરનાં કારખાનાં તથા સારો વેપાર ચાલતો હોય તેને શહેર કહેછે.

કસબો—જે ગામમાં ઘણાં નાનાં મોટાં ઘરોની વસ્તી તથા બજાર વગેરે હોય અને જે ગામના લોકો થોડા કે ઘણા કસબી હોય તેવા મોટા ગામોને કસબો કહેછે.

ગામ—જે જગામાં થોડાં ઘરોની વસ્તી હોય તેને ગામ કહેછે. એથી પણ છેક થોડાં ઘરોની વસ્તીવાળા ભાગને ગામડું, અને તેથી પણ નાના ભાગને મુવાડું કહેછે.

બંદર—મોટી નદી કે દરિઆકાંઠે વેપારના મથકનું જે ગામ કે શહેર હોય ને તેના બારામાં વહાણ આવજાવ કરતાં હોય તો તેને બંદર કહેછે.

સંસ્થાન—રાજાઓના વસાવેલા નાના નાના ખંડીઆ મૂલકને સંસ્થાન કહેછે.

એજન્સિ—ઘણાં સંસ્થાનોનો સમુદાય જે પોલિટિકલ એજન્ટના તાબામાં હોયછે તેને એજન્સિ કહેછે.

જળાશયપ્રદેશ—જેમાં ઊંચી જગાએથી જુદી જુદી દિશામાં પાણી વહેછે તેને જળાશયપ્રદેશ કહેછે.

દોઆબ—બે નદીઓની વચ્ચેના ભાગને દોઆબ ને પાંચ નદીઓની વચ્ચેના ભાગને પંજાબ કહેછે.

## પાણીના વિભાગની વ્યાખ્યાઓ.

**મહાસાગર**–પૃથ્વીના ખારાપાણીના પાંચ ભાગ કલ્પ્યા છે તે દરેક ભાગને મહાસાગર કહેછે.

**સમુદ્ર**—મહાસાગર કરતાં પાણીના નાના ભાગને સાગર કે સમુદ્ર કહેછે.

**ખાડી**—સમુદ્રનો જે સાંકડો ભાગ જમીનમાં નીકળી આવ્યો હોય તેને નાળ કે ખાડી કહેછે.

**અખાત**—સમુદ્રનો જે ફાંટો જમીનપર લાંબો જઇ જમીનથી ઘણો ઘેરાયો હોય તેને અખાત કહેછે.

**ઉપસાગર**–અખાતનું મુખ પહોળું હોય તો તેને ઉપસાગર કહેછે.

**સમુદ્રધુની**—પાણીના બે મોટા ભાગ પાણીના જે સાંકડા ભાગથી સંધાયછે તેને સામુદ્રધુની કે સંયોગી જળ કહેછે.

**સરોવર**—ઘણું કરીને મીઠા પાણીનો મોટો ભાગ જે ચોતરફ જમીનથી ઘેરાયલો હોય તેને સરોવર કહેછે.

**તળાવ**—સરોવર કરતાં પાણીના નાના ભાગને તળાવ કહેછે.

**નદી**—પર્વતમાંથી કે સરોવરમાંથી મીઠા પાણીનો જે પ્રવાહ વહી ઢળતી જમીનપર થઇ, સમુદ્ર અથવા સરોવરને મળે કે રણમાં સમાય તેને નદી કહેછે. ઘણી મોટી નદીને નદ પણ કહેછે.

**ઝરો કે ઝાંઝરી**—ડુંગરમાંથી મીઠા પાણીનો નાનો ધોધ પડી તેનો પ્રવાહ થોડે દૂર જઇ જ્યારે તે બીજી નદીને મળે ત્યારે તેને ઝરો, ઝાંઝરી કે નાળુ એટલે નાની નદી કહેછે.

**નદીની શાખા**—મોટી નદીમાંથી ફાંટો નીકળી નાની નદીની પેઠે વહેછે તેને નદીની શાખા કે ફાંટો કહેછે.

સંગમ—જે સ્થળે બે નદીઓ ભેગી મળેછે તેને સંયોગ કે સંગમ કહેછે.

નદીનુ મૂળ તથા મુખ—નદી જે ઠેકાણેથી નીકળે છે તે ઠેકાણાને મૂળ અને જ્યાં તે સમુદ્ર વગેરેને મળેછે તે ઠેકાણાને મુખ કહેછે.



# મુંબઈ ઇલાકો.

સીમા—મુંબઇ ઇલાકાની ઉત્તરે બલુચિસ્તાન અને પંજાબ; પશ્ચિમે અરબીસમુદ્ર, દક્ષિણે મહીસુરનું રાજ્ય અને મદ્રાસ ઇલાકો; પૂર્વે રજપુતસંસ્થાન, માળવા, મધ્ય પ્રાંત, નિઝામનું રાજ્ય અને મદ્રાસ ઇલાકો છે.

વિસ્તાર—મુંબઇ ઇલાકાની ઉત્તર દક્ષિણ લંબાઇ ૯૮૦ મૈલ અને પૂર્વ પશ્ચિમ પહોળાઇ ૬૭૦ મૈલ છે. ક્ષેત્રફળ ૧, ૯૭, ૮૭૫ ચોરસ મૈલ છે.

વસ્તી—મુંબઇ ઇલાકાની વસ્તી ૨,૩૩,૯૫,૬૬૩ માણુસની છે. તેમાં દેશી રાજ્યની વસ્તી ૬૯,૪૧,૨૪૯ માણુસની છે અને બાકીની વસ્તી ૧,૬૪,૫૪,૪૧૪ અંગરેજી મૂલકની છે.

સમુદ્ર—અરબીસમુદ્ર એ મુંબઇની ચોફેર છે.

અખાત—કચ્છમાં કચ્છનો; ગૂજરાતમાં ખંભાતનો અને મુંબઈમાં માહીમનો અખાત છે.

ઉપસાગર—મુંબઇમાં દક્ષિણે બેકબે નામે છે.

સરોવર—સિંધમાં મંચર ને સુમરી; કચ્છમાં પ્રાગસર ને સિદ્ધસર; વીરમગામમાં માન તથા ગંગાસર; સિદ્ધપુરમાં બિંદુ ને અલ્પ; અને મુંબઇ પાસે વીહાર તુલસી, તાનસા ને પવાઈનાં મોટાં તળાવો પણ સરોવર સરખાં છે.

તળાવ—અમદાવાદમાં કાંકરીયું; ડાકોરમાં ગોમતી; વડોદરામાં સુરસાગર ને રાજ; તથા મુંબઇમાં મુંબાદેવી, ગોવાળીઆ અને બાબુલા નામે તળાવ છે.

બેટ—કચ્છમાં લૂણા ને પીરશેખરાન; કાઠીઆવાડમાં બેટસંખોદ્ધાર ને દીવ; તથા મુંબઈ અને મુંબઇની આસપાસ વસઇ, સાષ્ટી તથા ધારાપુરી છે.

દ્વીપકલ્પ—કચ્છમાં બન્ની, વાગડ ને પ્રાંથળ; ગૂજરાતમાં કાઠીઆવાડ; અને મુંબઇમાં કોલાબા છે.

ભૂશિર—સિંધમાં કરાંચી પાસે રામમુરારીની; કચ્છમાં નવીનાળ ને લૂણાની; ગૂજરાતમાં દ્વારકાં પાસે જગતપોઇંટની; મુંબઇમાં કોલાબા, વાલકેશ્વર ને સીવરીની અને દક્ષિણમાં કેપ રામાસની છે.

બંદર—સિંધમાં જેકબાબાદ ને કરાંચી; કચ્છમાં માંડવી ને મુંદ્રા; ગૂજરાતમાં પોરબંદર, નવીબંદર, માંગરોળ, વેરાવળ, જાફરાબાદ, ભાવનગર, ખંભાત, ભરૂચ ને સુરત; અને દક્ષિણમાં દમણ, માહીમ, મુંબઈ, હર્ણેઇ, રત્નાગિરી, માલવણ વેંગુર્લા, ગોવા, કારવાડ, કુમઠા ને હોનાવર એ સર્વ અરબીસમુદ્રના કિનારાપર છે.

રણ—સિંધમાં થરપારકર ને કચ્છમાં કચ્છનું રણ છે.

પર્વત—સિંધમાં પશ્ચિમે હાલા; કચ્છમાં ઉત્તરધાર, મધ્યધાર ને દક્ષિણધાર; ગુજરાતમાં આબુ. શિરોઇ, પાવાગઢ, રાજપીંપળા, આરાસુર, પારનેરા, ગિરનાર ને શેત્રુંજો; ખાનદેશની ઉત્તરે સાતપુડા અને દક્ષિણ તથા કોકણની વચ્ચે સહ્યાદ્રી છે.

પરદેશી સંસ્થાનો—દીવ, દમણ ને ગોવા એ ફીરંગીનાં સ્વતંત્ર સંસ્થાનો છે. જાફરાબાદ ને જંજીરા એ હબસીનાં સંસ્થાનો છે. એને ખંડણી આપવી પડતી નથી.

ગુફાઓ—મુંબઇ પાસે ઘારાપુરી અને અનેરીકનેરીની; ખંડાળા પાસે કારલીની; નાશક પાસે પાંડુગુફા છે.

હવાખાવાની જગાઓ—ગૂજરાતની ઉત્તરમાં આબુ, સુરત પાસે ડુમસ અને વલસાડ પાસે તીથલ છે. મુંબઇમાં મહાલક્ષ્મી ને વાલકેશ્વર; મુંબઇ પાસે માથેરાન; સહ્યાદ્રિ પર્વતમાં મહાબળેશ્વર, ખંડાળા ને નીલગિરી છે.

નદીઓ—સિંધમાં સિંધુ, ગૂજરાતમાં સાબરમતી, મહી, નર્મદા ને તાપી; દક્ષિણમાં ગોદાવરી ને કૃષ્ણા.

મુખ્યશાહેરો—સિંધમાં શિકારપુર, સક્કર, હૈદરાબાદ ને કરાંચી; કચ્છમાં માંડવી ને ભુજ; ગૂજરાતમાં અમદાવાદ, ખંભાત, ભાવનગર, વડોદરા, ભરૂચ અને સુરત; ઉત્તર મહારાષ્ટ્રમાં ધુળીઆ, માલેગામ, નાશક, મુંબઇ, અહમદનગર, પુના, સતારા, સોલાપુર, રત્નાગિરી ને માલવણ છે. દક્ષિણ મહારાષ્ટ્રમાં વિજાપુર, કોલાપુર, ગોકાક, બેલગામ, ધારવાડ, ગદગ, હુબળી અને કારવાડ છે.

છાવણીઓ—સિંધમાં જેકબાબાદ ને કરાંચીની છે. કચ્છમાં ભૂજની છે. ગૂજરાતમાં રાજકોટ, ડીસા, અમદાવાદ ને વડોદરાની છે. દક્ષિણમાં મુંબઇ, અહમદનગર, પુના ને બેલગામની છે.

ધર્મસ્થળો—હિંગળાજ, કોટેશ્વર, દ્વારકાં, પ્રભાસપાટણ (સોમનાથ), અંબાજી, બહુચરાજી, સામળાજી, સિદ્ધપુર, સરસ્વતી, ઊંઝા, ચૌઠા, વડતાળ, ભીમનાથ, ડાકોર, ઉત્કંઠ ને કેદાર (કપડવણજ પાસે), પાવાગઢ, ચાંદોદકન્યાળી, રૈવાજી, તાપી, શુકલતીર્થ, નાશક, ગોદાવરી, ત્રંબક, પંઢરપુર (વિઠુબા) ગિરનાર, આબુ ને પાલીતાણા એ હિંદુઓનાં તેમાં પણ છેલ્લાં ત્રણ શ્રાવકોનાં છે. અરજુનશાપીર (પેટલાદમાં) એ મુસલમાનોનું અને ઉદવાડા એ પારસીઓનું છે.

# મુંબઈ ઇલાકાના વિભાગ.

મુંબઈ ઇલાકાના મુખ્ય પાંચ ભાગ કર્યા છે. (૧) સિંધ. (૨) કચ્છ. (૩) ગુજરાત. (૪) મહારાષ્ટ્ર એમાં કોકણુ ને દક્ષિણુ એવા બે છે. (૫) દક્ષિણમહારાષ્ટ્ર અને ઉત્તરકાનડા. એ પ્રત્યેક ભાગને પ્રાંત કહેછે. સઘળા પ્રાંતોના મળીને ૧૮ જીલ્લા છે. તેના વળી ત્રણુ વિભાગ કર્યાછે;-ઉત્તર, મધ્ય ને દક્ષિણુ. ૧ ઉત્તર વિભાગમાં:--અમદાવાદ, ખેડા, પંચ-મહાલ, ભરૂચ, સુરત અને થાણા એ જીલ્લા છે. ૨ મધ્ય વિભાગમાં:--નાશક, ખાનદેશ, અહમદનગર, પુના, સોલા-પુર, અને સતારા એ જીલ્લા છે. ૩ દક્ષિણુ વિભાગમાં:-કોલાબા, રત્નાગિરી, કલાદગી, બેલગામ, ધારવાડ અને ઉત્તરકાનડા એ જીલ્લા છે.

પાંચે પ્રાંતના પ્રાંતવાર જીલ્લા, પોલિટિકલ એજન્સિ તથા સંસ્થાનો અને તે પ્રત્યેકનું પ્રાંતવાર વર્ણન:-

## (૧) સિંધપ્રાંત.

| ભાગ. | મુખ્ય શહેરો વગેરે. |
|---|---|
| ૧ ઉત્તર સરહદનો મૂલક. | જેકબાબાદ એ સિંધુ નદીપર. |
| ૨ શિકારપુર જીલ્લો. | શિકારપુર ને સકકર સિંધુપર. |
| ૩ હૈદરાબાદ જીલ્લો. | હૈદરાબાદ એ સિંધુ નદીપર. |
| ૪ કરાંચી જીલ્લો. | કરાંચી ને ઠઠ્ઠા એ સિંધુપર |
| ૫ થરપારકર. | ઉમરકોટ. |
| ૬ ખૈરપુર સંસ્થાન. | ખૈરપુર એ નહેર મીરપર. |

## (૨) કચ્છ પ્રાંત.

| | |
|---|---|
| કચ્છ. | ભૂજ, માંડવી એ અખાતપર. |

## (૩) ગુજરાત પ્રાંત.

| | |
|---|---|
| ૧ અમદાવાદ જીલ્લો. | અમદાવાદ સાબરમતી નદીપર. |
| ૨ ખેડા જીલ્લો. | નડીઆદ, ખેડા એ વાત્રકશેઢીપર. |
| ૩ પંચમહાલ જીલ્લો. | ગોધરા ને દાહોદ. |

૪ ભરૂચ જીલ્લો. ભરૂચ નર્મદાપર ને જંબુસર.
૫ સુરત જીલ્લો. સુરત એ તાપી નદીપર.
૬ પાલણપુર એજન્સિ. પાલણપુર ને ડીસા બનાસપર.
૭ મહીકાંઠા એજન્સિ. સાદરા સાબરમતીપર ને ઇડર.
૮ રેવાકાંઠા એજન્સિ. નાંદોદ નર્મદાપર, લુણાવાડા.
૯ પંચમહાલ એજન્સિ. નારૂકોટ.
૧૦ સુરત એજન્સિ. સચીન, વાંસદા ને ધરમપુર.
૧૧ ખંભાતનું સંસ્થાન. ખંભાત એ મહીના મુખપર
૧૨ કાઠીઆવાડ એજન્સિ. રાજકોટ આજીપર, ભાવનગર,
૧૩ ગાયકવાડી રાજ્ય. વડોદરા વિશ્વામિત્રીપર, પાટણ.

(૮) ઉત્તર મહારાષ્ટ્ર.

(ક) કોંકણ-મુંબઇ.

૧ થાણા જીલ્લો. થાણા, કલ્યાણી ને વસઈ.
૨ કોલાબા જીલ્લો. અલીબાગ.
૩ રત્નાગિરી જીલ્લો. રત્નાગિરી, માલવણ ને વેંગુર્લા.
૪ જવાર સંસ્થાન. જવાર.
૫ જંજીરા સંસ્થાન. જંજીરા ને જાફરાબાદ.
૬ સાવંતવાડી. સાવંતવાડી.

(ખ) દક્ષિણ.

૧ ખાનદેશ જીલ્લો. ધુળીઆ એ પાંજરા નદીપર.
૨ નાશક જીલ્લો. નાશકગોદાવરીપર, યેવલા, માલેગામ.
૩ અહમદનગરજીલ્લો. અહમદનગર એ સીના નદીપર.
૪ પુના જીલ્લો. પુના એ મૂળામૂઠા નદીપર.
૫ સતારા જીલ્લો. સતારા એ કૃષ્ણા નદીપર.
૬ સોલાપુર જીલ્લો. સોલાપુર, પંઢરપુર એ ભીમાપર.
૭ ખાનદેશ એજન્સિ. ડાંગ.
૮ સતારા એજન્સિ. ઔંધ ને ફલટન એ નીરા નદીપર.
૯ ભોર સંસ્થાન. ભોર.
૧૦ અક્કલકોટ સંસ્થાન. અક્કલકોટ.

(૫) દક્ષિણ મહારાષ્ટ્રદેશ અને ઉત્તરકાનડા.

| | |
|---|---|
| ૧ કલાદગી જીલ્લો. | વિજાપુર ને કલાદગી. |
| ૨ બેલગામ જીલ્લો. | બેલગામ. |
| ૩ ધારવાડ જીલ્લો. | ધારવાડ ને હુબળી. |
| ૪ ઉત્તરકાનડા જીલ્લો. | કારવાડ, કુમઠા ને હોનાવર. |
| ૫ જત સંસ્થાન. | જત. |
| ૬ કોલાપુર સંસ્થાન. | કોલાપુર. |
| ૭ સાવનુર જાગીર. | સાવનુર. |
| ૮ દક્ષિણ મરાઠા જાગીર. | સાંગલી ને જમખંડી કૃષ્ણાપર. |

---

## (૧) સિંધ પ્રાંત.

આ પ્રાંત ત્યાંના રાજ્ય ચલાવનાર અમીરો પાસેથી અંગરેજ સરદાર સર ચાર્લ્સ નેપીઅરે સન ૧૮૪૨-૪૩માં જીતી લીધો હતો. એ દેશની ઉત્તરમાં બલુચિસ્તાન ને પંજાબ; પશ્ચિમમાં હાલા ને સુલેમાનના પહાડ; દક્ષિણમાં કચ્છનું રણ ને અરબીસમુદ્ર; પૂર્વમાં જેસલમીરનું રણ અને રજપુતસંસ્થાનનાં દેશી રાજ્ય છે. ક્ષેત્રફળ ૫૪, ૧૨૩ ચોરસ મૈલ છે ને વસ્તી ૨૫,૪૨,૯૭૬ માણસની છે. મુખ્ય શહેર—હૈદરાબાદ, શિકારપુર, બક્કર, ઉમરકોટ ને ઠઠ્ઠા છે. બંદર-કરાંચી, સક્કર ને જેકબાબાદ છે. સરોવર-મંચર, હાલેજી ને સુમરીનાં છે. ભૂશિર-રામમુરારીની છે. રણ-થરપારકરનું છે. પર્વત- હાલા એ પશ્ચિમે છે. નદી-સિંધુ. આ પ્રાંતનું જીલ્લાવાર વર્ણન નીચે પ્રમાણે છે:-

૧ ઉત્તર સરહદનો મૂલક-આ મૂલક સિંધુ નદીની પશ્ચિમે છે. મુખ્ય શહેર-જેકબાબાદ તેમાં લશ્કરી છાવણી છે. એમાં ૩ તાલુકા છે.

૨ **શિકારપુર જીલ્લો**—એ ઉત્તર સરહદના મૂલકની દક્ષિણમાં છે. **મુખ્ય શહેરો**-શિકારપુર એ સિંધુ નદી પર છે. સક્કર એ દરીઆ કિનારા પર મોટું શહેર છે. એનો કિલ્લો તથા પુલ જોવા લાયક છે. સિવાય બક્કર, મહેર ને લારખાના છે. **નદી**-સિંધુ છે. **નહેરો**-બેગાડી, સિંધ, ઘાડ ને સક્કર છે. એમાં ૧૭ તાલુકા છેઃ- શિકારપુર, સક્કર, નોશારો, અબરો, લારખાના, લખદરીઆ, રતોદેરો, કંબરકંડી, સુજાવલ, રોરી, ઘોટકી, મીરપુરમહારી, ઉબાવડો, મેર, ડગર, કકર ને બાગબહાન.

૩ **હૈદરાબાદ જીલ્લો**—એ સિંધુ નદીની પૂર્વમાં છે. **મુખ્ય શહેરો**-હૈદરાબાદ એ સિંધુ નદીના કાંઠાપર આ પ્રાંતની રાજધાની છે. એ શહેર પાસે સર ચાર્લ્સ નેપીઅરે સિંધના અમીરને સન ૧૮૪૩માં હરાવ્યો હતો. એમાં મીરોના કુબા તથા કિલ્લો જોવા જોગ છે. સિવાય હાલા, બ્રામ્હણાબાદ, નોશારોફેરોઝ ને શહેદાદપુર વગેરે છે. **નદી**-સિંધુ છે. **નહેરો**-ધેલો ને સાગર વગેરે છે. એમાં ૧૩ તાલુકા છેઃ-હૈદરાબાદ, ગુની, બદીના, ટંડોબાગેનો, કેડગરી, હાલા, શહેદાદપુર, મીરપુરખાશ, ટંડોઅલાયરનો, નોશારોફેરોઝ, કંડીઆરો, મોરો ને સકરંદ.

૪ **કરાંચી જીલ્લો**—એ શિકારપુર જીલ્લાની દક્ષિણમાં છે. **મુખ્ય શહેરો**-કરાંચી એ સિંધુ નદીપર સારૂં બંદર છે. એમાં ફ્રીઅરહૉલ જોવા લાયક છે. સિવાય ઠઠ્ઠા, માઔીંદા, સેવાન, ઝરક ને શાહબંદર વગેરે છે. **સરોવર**-મંચર એ સેવાનની દક્ષિણે ને હાલેજીનાં છે. **નદીઓ**-સિંધુ, મલીર ને બારા છે. **નહેર**-કલરીની છે. કરાંચીથી ૯ મૈલ પર મગર-

પીરની જગામાં ઊના પાણીના કુંડ છે. એમાં ૧૩ તાલુકા છેઃ-કરાંચી, સેવાન, દાદુ, માઝીંદા, કોટ્રી, નગરઠઠ્ઠા, ઘોરાબારી, સાકા, ઝરક, મીરપુરબતોરા, બેલો, જાતી ને શાહબંદર.

૫ થરપારકર-(પૂર્વ સરહદ)-એ હૈદરાબાદ જીલ્લાની પૂર્વમાં છે. **મુખ્ય શાહેરો**-ઉમરકોટ એમાં હુમાયુની રાણી હમીદાએ અકબર બાદશાહને સન ૧૫૪૨માં જન્મ આપ્યો હતો. સિવાય નવીસર, ઇસલામકોટ ને નગરપારકર છે. થરપારકરના ત્રણ ભાગ છેઃ-૧ પશ્ચિમે રેતીનું મેદાન છે. તેમાં કેટલીક નહેરો છે. ૨ મધ્યમાં રણનો વિસ્તિર્ણ પ્રદેશ છે. તેમાં રેતીના ટેકરા છે. ૩ અગ્નિ ખૂણામાં નગરપારકર એ રણમાં બેટ જેવો છે. **સરોવર**-સુમરી એ ઉમરકોટની પશ્ચિમે છે. **નહેરો**-ભાનુ ને થર છે.

૬ **ખૈરપુર સંસ્થાન**-એ થરપારકરની ઉત્તરમાં છે. એ દેશી રાજ્ય મીરઅલ્લી મુરાદના તાબામાં છે. **મુખ્ય શાહેર**-ખૈરપુર છે. **નહેર**-મીર નામે છે.

---

## ( ૨ ) કચ્છ પ્રાંત.

આ પ્રાંતની ઉત્તર અને પૂર્વમાં રણ; દક્ષિણે કચ્છનો અખાત ને પશ્ચિમમાં અરબીસમુદ્ર છે. એની લંબાઇ ૧૭૦ મૈલ ને પહોળાઈ ૫૦ મૈલ છે. ક્ષેત્રફળ ૬,૫૦૦ ચોરસ મૈલ છે. વસ્તી ૫,૧૨,૦૮૪ માણસની છે. આ દેશમાં જાડેજા નામે રજપુત રાજા રાજ્ય કરેછે. **મુખ્ય શાહેરો**-ભૂજ, અંજાર, નળિયા, તેરા ને કોઠારા છે. **બંદર**-માંડવી, મુંદ્રા, તૂણા, જખૌ ને લખપત છે. **બેટ**-પચ્છમ, ખડીર, કૂઆર્ગી, ઘંઘારા ને ઝોર્ણીયાદો

એ રણમાં છે. અને લૂણા, પીરશીખરાન, લાણાવાણ, ખેરલો ને બગચરો એ અરબીસમુદ્રમાં છે. દ્વીપકલ્પ–બન્ની, વાગડ ને પ્રાંથળ છે. ભૂશિર–નવીનાળ, લૂણા ને કનખોઈ છે. **પર્વત**–ઉત્તરધાર તે કાળો, ભાંજડો ને લક્કી વગેરે ડુંગરા મળી થઇછે. **મધ્યધાર** તે ધીણોધર, ઝુરો, ઉમાય ને કરાકાસમ વગેરે ડુંગરા મળીને થઇછે. **દક્ષિણધાર** એ નનામો, ચાડવા, ખાત્રોડ, ધોળો ને રોહા વગેરે ડુંગરા મળી થઇછે. **નદી**–એના ઉત્તરવાહિની ને દક્ષિણવાહિની એવા બે ભાગ છે. ખારી, **સારણ**, ભૂખી ને **નેત્રાવળી** એ ઉત્તરમાં વહેછે. અને રૂકમાવતી, **કનકાવતી**, **નાગમતી** ને **નેરણ** એ દક્ષિણમાં વહેછે. **સરોવર**–**પ્રાગસર**, **હમીરસર**, **સિદ્ધસર** ને **ચકાસર** છે. **રણ**–કચ્છનું એ ઉત્તર, પૂર્વ ને અગ્નિકોણમાં છે. **અખાત**–કચ્છનો એ દક્ષિણ તથા નૈરૃત્યમાં છે. આ પ્રાંતમાં ૮ તાલુકા* છે તેનું વર્ણન નીચે પ્રમાણે છેઃ—

**૧ રાપરતાલુકો**—એ કચ્છ પ્રાંતની પૂર્વ અને ઇશાનમાં છે. એની નૈરૃત્યમાં ભચાઉતાલુકો ને બીજી દિશાઓમાં કચ્છનું રણ છે. એમાં ૯૦ ગામ ને ખડીરનું થાણું છે. **મુખ્યગામ**–રાપર, પલાંસવા, ફતેગઢ, ભીમાસર, ચિત્રોડ, સણવા, લોદ્રાણી ને રામવાવ છે. **નદીઓ**–ધારો ને માલણ છે.

**૨ ભચાઉતાલુકો**—એ રાપરતાલુકાની પશ્ચિમમાં છે. એમાં ૫૫ ગામછે. **મુખ્ય ગામ**–ભચાઉ, ચોબારી,

---

* કચ્છનું તાલુકાવાર વર્ણન વિશેષે કરી ત્યાંની શાળાઓ સારૂ છે. તેના જુના તાલુકાનાં પણ નામ ચાલે છે તે સોળ છેઃ—પાવર, મિઆણી, બન્ની, પચ્છમ, ખડિર, પ્રાંથળ, વાગડ, અંજારચોવીશી, ભૂવડચોવીશી, હાલાચોવીશી, કાંઠી, મોડાસો, અબડાસો, કંઠ, ગરડો ને માફ.

લાકડીઉં, આધોઈ, વાંઢીઉં ને સીકરા છે. **નદીઓ**–સારણ તથા ખારી છે.

૩ **અંજારતાલુકો**–એ ભચાઉતાલુકાની પશ્ચિમમાં છે. એમાં ૭૪ ગામ છે. **મુખ્ય ગામ**–અંજાર, તૂણાબંદર, દુધઈ, ખેડોઈ, વરસામેડી, ખારીરોહર ને ભુવડ છે. **નદીઓ**–સારણ તથા ખોચી છે.

૪ **ભૂજતાલુકો**–એ અંજારતાલુકાની પશ્ચિમમાં છે. એમાં ૧૩૮ ગામ તથા ખાવડાનું થાણું છે. **મુખ્ય ગામ**–ભૂજ એ આખા કચ્છ દેશની રાજધાનીનું મુખ્ય શહેર રાવ શ્રી ખેંગારજીએ સંવત્ ૧૬૦૫ માં બંધાવ્યું છે. સિવાયઃ—માનકુવો, માધાપર, પદ્ધર, ભારાપર, ખાવડો, લોડાઇ ને કેરો છે. **નદીઓ**–ખારી, મીઠાવો ને ઝુરા છે.

૫ **મુંદ્રાતાલુકો**–એ ભૂજતાલુકાની દક્ષિણમાં છે. એમાં ૬૨ ગામ છે. **મુખ્ય ગામ**–મુંદ્રા, ભદ્રેશ્વર, ભૂજપર, ગુંદાળા, દેસલપર, ખેરાજા ને વડાલો છે. **નદીઓ**–નાગમતી, ખોચી ને સાકરી છે.

૬ **માંડવીતાલુકો**–એ મુંદ્રાતાલુકાની પશ્ચિમમાં છે. એમાં ૯૦ ગામ છે. **મુખ્ય ગામ**–માંડવી એ કચ્છ પ્રાંતનું મોટું બંદર ઠા. ટોપણે સંવત્ ૧૬૩૫માં વસાવ્યું છે. સિવાયઃ–ગોધરા, બાડા, કોટડી, લાયજા, ફરાદી, નાગરેચા, આસંબીઆ ને મઉ છે. એ મઉમાં સાત કૂવા છે તેનું પાણી નદીના પ્રવાહની પેઠે વહી ધાન્ય તથા ફળફળાદિના પાકમાં બહુ ઉપયોગી થઇ પડેછે. **નદીઓ**–રૂકમાવતી, ખારી ને વીંગડી છે.

૭ **અબડાસાતાલુકો**–એ માંડવીતાલુકાની પશ્ચિમમાં છે. એમાં ૧૩૫ ગામ તથા નખત્રાણાનું થાણું છે.

મુખ્ય ગામ–જખૌ એ સારૂં બંદર છે. સિવાયઃ- કોઠારા, નળિયા, તેરા, સુથરી, વિંઝાણુ, સાંધણુ, ડુમરો ને બિટ્ટા છે. નદીઓ–કનકાવતી, રાણીઆરો ને રાખડી છે.

૮ લખપત–એ થાણું અબડાસા તાલુકાની પશ્ચિમમાં છે. એમાં ૯૭ ગામ છે. મુખ્ય ગામ–લખપત, માતાનોમઢ, નારણસર ને કોટેશ્વર છે. નદીઓ– ફૂલીવાળી ને કાળી છે.

---

## (૩) ગૂજરાત પ્રાંત.

આ પ્રાંતનો મોટો ભાગ ગાયકવાડ સરકારે અંગરેજ સરકાર સાથે થયેલી સલાહના કોલકરાર પ્રમાણે અંગરેજ સરકારને આપ્યોછે. એની ઉત્તરમાં કચ્છનું રણ ને શીરોઇ; પશ્ચિમમાં કચ્છનો અખાત, રણ ને અરબીસમુદ્ર; દક્ષિણમાં થાણાજીલ્લો ને અરબીસમુદ્ર; પૂર્વમાં માળવા, ખાનદેશ ને સાત પુડો પર્વત છે. મુખ્યશહેર–અમદાવાદ, સુરત, વડોદરા, ભરૂચ, પાટણ, નડીઆદ, જુનાગઢ, રાજકોટ, વીશનગર, વીરમગામ, પાલણપુર, વઢવાણ, કડી ને વડનગર છે. બંદર–ખંભાત, ભાવનગર, ઘોઘા, મહુવા ને જાફરાબાદ એ ખંભાતના અખાતપર તથા વેરાવળ, માંગરોળ, પોરબંદર ને દ્વારકાં એ અરબીસમુદ્રને કાંઠે અને નવાનગર એ કચ્છના અખાતપર છે. બેટ–બેટ સંખોદ્ધાર ને દીવ એ અરબીસમુદ્રમાં છે. દ્વીપકલ્પ–કાઠીઆવાડ. ભૂશિર–દ્વારકાં પાસે જગતૂપોઇંટની. પર્વત– આબુ, શેત્રુંજા, ગિરનાર ને પારનેરાના છે. નદી– સાબરમતી, મહી, ભાદર, નર્મદા ને તાપી છે. અખાત–ખંભાતનો એ ખંભાતની દક્ષિણે છે. આ પ્રાંતના ૧૩ ભાગ કર્યાછે. તેમાંના ૫ જીલ્લાનો મૂલક

અંગરેજ સરકારનો ખાલસા છે. બાકીનો ૮ ભાગ એજન્સિ તથા સંસ્થાનોનો મૂલક દેશી રાજાઓનો છે. તે સઘળાનું વર્ણન નીચે પ્રમાણે છે:-

૧ **અમદાવાદ જીલ્લો**–એ જીલ્લો ગૂજરાત પ્રાંતની છેક ઉત્તરમાં છે. **મુખ્ય શહેરો**:–અમદાવાદ એ સાબરમતી નદીપર ગૂજરાતની રાજધાનીનું શહેર સુલતાન અહમદે સન ૧૪૧૧માં બંધાવ્યું છે. તે અંગરેજને ૧૮૧૭ માં મળ્યુ છે. અહીંનું રેશમી કાપડ બહુ વખણાય છે. સિવાય:–વીરમગામ, ધોળકા ને ધોળેરા છે. **નદીઓ**–સાબરમતી, હાથમતી ને વાત્રક છે. એમાં ૭ તાલુકા છે:–પ્રાંતીજ, વીરમગામ, ધોળકા, દસક્રોઇ, ધંધુકા, ઘોઘા ને સાણંદ.

૨ **ખેડા જીલ્લો**–એ અમદાવાદ જીલ્લાની દક્ષિણમાં છે. **મુખ્ય શહેર**-ખેડા એ વાત્રક ને શેઢી નદીના સંગમપર છે. સિવાય:–નડીઆદ, કપડવણજ, ઉમરેઠ ને બોરસદ છે. કપડવણજ પાસે લસુંદ્રામાં ટાડા તથા ઉના પાણીના કુંડ છે. **નદીઓ**–મહી, વાત્રક, શેઢી, મોહોર ને મેશ્વો છે. એમાં ૭ તાલુકા છે:–કપડવણજ, ઠાસરા, નડીઆદ, મહેમદાવાદ, માતર, આણુંદ ને બોરસદ.

૩ **પંચમહાલ જીલ્લો**–એ મહી નદીની પૂર્વમાં છે. **મુખ્ય શહેર**–ગોધરા, દાહોદ ને ઝાલોદ છે. **નદી**–મહી છે. એમાં ૩ તાલુકા છે:–ગોધરા, કાલોલ ને દાહોદ.

૪ **ભરૂચ જીલ્લો**–એ મહી નદીની દક્ષિણે તથા કીમનદીની ઉત્તરે છે. એના પૂર્વ ભાગને કાનમ ને પશ્ચિમ ભાગને બારાં કહેછે. **મુખ્ય શહેર**–ભરૂચ એ નર્મદા નદીના કાંઠા પર બંદર છે. તેને અંગરેજે સન ૧૮૦૩માં લીધું. સિવાય:–જંબુસર, હાંસોટ ને

અંકલેશ્વર છે. નદીઓ—નર્મદા, મહી ને કીમ છે. એમાં ૫ તાલુકા છેઃ—ભરૂચ, અંકલેશ્વર, વાગ્રા, આમોદ ને જંબુસર.

૫ **સુરત** જીલ્લો—એ ગૂજરાત પ્રાંતની છેક દક્ષિણમાં છે. એની દક્ષિણે દમણગંગા નદી છે તે એને તથા થાણા જીલ્લાને જુદો પાડેછે. **મુખ્ય શહેર**—સુરત* એ તાપી નદીપર બંદર છે. સિવાયઃ—વલસાડ, રાંદેર, ઓરપાડ, ઉદવાડા ને કતારગામ છે. પર્વત-પારનેરાનો છે. નદીઓ—તાપી, કીમ, પૂર્ણા ને અંબીકા છે. એમાં ૮ તાલુકા છેઃ—પારડી, વલસાડ, ચીખલી, જલાલપુર, બારડોલી, માંડવી, ચોર્યાશી ને ઓરપાડ.

૬ પાલણપુર એજન્સિ—એ ગૂજરાતની ઉત્તરે ને કચ્છના રણની પૂર્વમાં છે. **મુખ્ય શહેરો**—પાલણપુર ને ડીસા એ બનાસ નદી પર છે. **સંસ્થાનો**—પાલણપુર, રાધણપુર, વારાઇ, તેરવાડા એ મુસલમાનનાં; થરાદ અને મોરવાડા, વાવ, સુઇગામ, દેવદર, ચારચટ તથા સાંતલપુર એ રજપુતનાં; ભાભર, કાંકરેજ એ કોળીનાં મળી ૧૧ સંસ્થાનો તેમ જ તે તેનાં મુખ્ય શહેરો છે. એમાં પાલણપુર ને કાંકરેજ એ ગાયકવાડને ખંડણી આપેછે. નદીઓ—બનાસ તથા સરસ્વતી છે.

---

* **સુરત**—એમાં અંગરેજે સન ૧૬૧૩માં કોઠી ઘાલી. શિવાજીએ પહેલીવાર ૧૬૬૪માં ને બીજીવાર ૧૬૭૦માં લૂટ્યું. નાદીરશાહે ૧૭૩૮-૩૯માં ચઢાઇ કરી. અંગરેજે સન ૧૮૦૨માં લધું. પ્રથમ મોટી આગ સંવત્ ૧૮૯૩માં લાગી હતી. રેલ ને આગના કોપથી તે પાયમાલ થઈ ગયું છે.

૭ મહીકાંઠા એજન્સિ—એ ગૂજરાતના ઇશાન ભાગમાં છે મુખ્ય શહેરો—સાદરા એ સાબરમતી નદીપર છે. સિવાયઃ—ઇડર, અહમદનગર, પેથાપુર, વાસણા, બાયડ, ચોયલા ને ગાબટ છે. પરગણાં—નાનીમારવાડ, રેવર, સાબરકાંઠો, વાત્રકકાંઠો, બાવીસી ને કટોસણ એ છ છે. સંસ્થાનો—ઇડર, દાંતા અને માલપુર, મોહનપુર, બાલુસણા અને સત્તાવીસણ, માણસા, ઘોડાસર અને આમલીઆરા એ છ મુખ્ય સંસ્થાનો છે. નદીઓ—સાબરમતી, હાથમતી ને વાત્રક છે.

૮ રેવાકાંઠા એજન્સિ—એ ગૂજરાતની પૂર્વમાં છે. મુખ્ય શહેરો—નાંદોદ એ નર્મદા નદીપર છે. સિવાયઃ—બારીઆ, લુણાવાડા ને વાડાસીનોર છે. સંસ્થાનો—રાજપીંપળા, છોટાઉદેપુર, દેવગડબારીઆ, લુણાવાડા, સુંથ ને વાડાસીનોર એ છ છે. પર્વત—રાજપીંપળાનો છે. નદીઓ—મહી, નર્મદા, ઢાઢર ને વિશ્વામિત્રી છે.

૯ પંચમહાલ એજન્સિ—એ પંચમહાલના અગ્નિ ખૂણામાં પાવાગઢ પાસે છે. મુખ્ય શહેર—નારૂકોટ છે.

૧૦ સુરત એજન્સિ—એ ગૂજરાતની દક્ષિણમાં છે. સંસ્થાન—વાંસદા, ધરમપુર ને સચીન એ ત્રણ સંસ્થાન તેમ જ તે તેનાં મુખ્ય શહેરો પણ છે.

૧૧ ખંભાતનું સંસ્થાન—એ અમદાવાદ જીલ્લાની પશ્ચિમે ને મહી નદીની ઉત્તરે છે. મુખ્ય શહેર—ખંભાત એ રાજધાનીનું શહેર મહીનદીના મુખપર છે. એમાં નવાબનું રાજ્ય છે.

# કાઠીઆવાડ એજન્સિ.

કાઠીઆવાડ એ ગૂજરાતની પશ્ચિમ દિશાએ આવેલો એક પહાડી દ્વીપકલ્પ છે. તોપણ તે ઘણા રાજારાણા ને ઠકરાતોથી ઝળકી રહ્યોછે. મુખ્ય શહેરો–રાજકોટ એ આજી નદીપર છે. સિવાયઃ–જુનાગઢ, ભાવનગર, નવાનગર, ધ્રાંગધ્રા, ધોરાજી, પાલીતાણા, પોરબંદર, ખંભાલીઆ, મોરબી, ગોંડળ, વઢવાણ ને લીંબડી છે. બંદરો-ભાવનગર ને મહુવા એ ગોહેલવાડમાં છે. વેરાવળ, માંગરોળ, પોરબંદર ને જાફરાબાદ એ સોરઠમાં છે. જોડીઆ ને સાયલા એ હાલારમાં છે. પર્વત–ગિરનાર, ચોટીલા ને શેત્રુંજા છે. નદીઓ–ભાદર, શેત્રુંજી ને મચ્છુ છે. કાઠીઆવાડના રાજકીય ભાગ ચાર છેઃ–૧ ઉત્તરમાં ઝાલાવાડ. ૨ પૂર્વમાં ગોહેલવાડ. ૩ દક્ષિણમાં સોરઠ. ૪ પશ્ચિમમાં હાલાર છે. તેમાં પોલિટિકલ એજંટની કચેરી અનુક્રમે વઢવાણ, સોનગઢ, માણેકવાડા ને રાજકોટમાં છે. તેનાં અનુક્રમે ધ્રાંગધ્રા, ભાવનગર, નવાનગર ને જુનાગઢ એ પહેલા વર્ગનાં દેશીરાજ્ય તેમ જ તે તેની રાજધાનીનાં મુખ્ય શહેર પણ છે. કાઠીઆવાડના ચાર ભાગમાં નીચે પ્રમાણેનાં દશ પરગણાં તથા મુખ્ય સંસ્થાનો વગેરે છેઃ—

૧ ઝાલાવાડ–એમાં મુખ્ય ધ્રાંગધ્રા એ ઝાલાવાડની ઉત્તરે ફુલકુ નદીપર છે. લીંબડી ને વઢવાણ એ ભોગાવો નદીના કિનારાપર છે. વાંકાનેર એ મચ્છુ નદીપર છે. તેને સન ૧૬૦૪માં સલતાનજીએ વસાવ્યું છે. સિવાયઃ– થાનલખતર, સાયલા ને ચુડા છે. એ સઘળાં સંસ્થાનમાં ઝાલારજપુતનું રાજ્ય છે. તેનો મૂળપુરૂષ હરપાળ નવમા સૈંકડામાં થઇ ગયોછે.

બાજાણા એ કચ્છના રણના કિનારાપર છે. એમાં જતલોકોનું રાજ્ય છે.

૨ ગોહેલવાડ–એમાં મુખ્ય ભાવનગર એ કાઠીઆવાડની પૂર્વમાં ખંભાતના અખાતના કિનારાપર છે. તે ગોહેલવંશના ભાવશંગજીએ સન ૧૭૪૩માં વસાવ્યું છે. એમાં બીજાં શહેર શિહોર ને કુંડલા છે. બંદરો–ભાવનગર, મહુવા ને તળાજા વગેરે અરબીસમુદ્રના કિનારાપર છે. સિવાય પાલીતાણા એ શેત્રુંજાના ડુંગરની તળેટીમાં છે. વળા એ બહુ જુનું છે. તેને વલ્લભીપુર પણ કહેછે. એ સઘળાં સંસ્થાનમાં ગોહેલરજપુતનું રાજ્ય છે.

૩ ઉંડસરવૈયા–એમાં ડાઠા, ગણધોળ ને ચોક એ સંસ્થાનો તેમ જ તે તેનાં મુખ્ય શહેરો પણ છે.

૪ બાબરીઆવાડ–એમાં મુખ્ય જાફરાબાદ એ બાબરીઆવાડની દક્ષિણે અરબીસમુદ્રના કિનારાપર છે. તેમાં સીદીનું રાજ્ય છે. સીદીલોકો મોગલોની દરીઆઇ ફોજના સરદાર હતા. તેને મુજફરખાં બાદશાહે સન ૧૫૭૦ માં એ સંસ્થાન ઇનામમાં આપ્યું હતું. તેથી જાફરાબાદને મુજફરાબાદ પણ કહેછે. જાફરાબાદ સિવાય સાયલી, બેલા ને ચાચુડા વગેરે બંદરો પણ અરબીસમુદ્રના કિનારાપર છે.

૫ કાઠીઆવાડ–એમાં મુખ્ય અમરેલી એ ગાયકવાડનું છે. જસદણ એ ભાદર નદીપર છે. સિવાય જેતપુર ને બગસરા વગેરે સંસ્થાનો છે.

૬ સોરઠ–એમાં મુખ્ય જુનાગઢ એ ગિરનારની તળેટીમાં છે. તેમાં શેરખાનબાબીના વંશજો રાજ્ય કરેછે. એમાં માંગરોળ, ચોરવાડ, વેરાવળ, નવુંબંદર ને ચાચુડા વગેરે બંદરો કાઠીઆવાડની દક્ષિણે અરબી-

સમુદ્રના કિનારાપર છે. સિવાય કોડીનાર, બાંટવા ને અમરાપુર વગેરે સંસ્થાનો છે પર્વત—ગિર ને ગિરનાર છે. નદી—ભાદર, સુરેખા ને સરસ્વતી છે.

૭ બર્ડા—એમાં મુખ્ય પોરબંદર એ બર્ડાની દક્ષિણે અરબી સમુદ્રના કિનારાપર છે. એમાં જેઠવા જાતના રાજા રાજ્ય કરેછે. તેમાં શીમાણી ને માધવપોર વગેરે બંદરો અરબીસમુદ્રના કિનારાપર છે. પર્વત—બર્ડો છે. નદી—ભાદર ને ઉબેણુ છે.

૮ હાલાર—એમાં મુખ્ય નવાનગર જેને જામનગર પણ કહેછે તે કચ્છની ખાડીના કિનારા પાસે છે. તે જાડેજાવંશના મૂળ પુરૂષ જામરાવળે સન ૧૫૪૩ માં વસાવ્યું છે. હાલ તેમાં તે જ વંશના રાજાનું રાજ્ય છે. એમાં જોડીઆ, ઝીંઝોડા, ખીજડીઆ ને સલાયા વગેરે બંદરો કચ્છની ખાડીના કિનારા પર છે. ખંભાળીઆ એ ઘી નદીપર છે. ગોંડળ એ ગોંડલી નદીપર છે. રાજકોટ એ આજી નદીપર છે. આ શહેર કાઠીઆવાડ એજન્સિની મધ્યમાં હોવાથી ત્યાં લશ્કરી છાવણી તથા પોલિટિકલ એજંટની કચેરી વગેરે રહેછે. સિવાય ધ્રોળ, ધ્રાફા, કોટડા ને રાજપરા વગેરે સંસ્થાનો છે. પર્વત—બર્ડો ને ગિર. નદી—રામાવતી, આજી, ગોંડલી ને ભાદર છે.

૯ મચ્છુકાંઠો—એમાં મુખ્ય મોરબી એ મચ્છુ નદીપર છે. તેમાં વવાણીઆ બંદર એ કચ્છની ખાડીપર છે. સિવાય માળીઆ વગેરે સંસ્થાનો છે. નદી—મચ્છુ.

૧૦ ઓખામંડળ—એમાં મુખ્ય દ્વારકાં એ ગાયકવાડનું બંદર છે. સિવાય કચ્છીગઢ, આરંભડુ, મઢી, પોશીત્રૃ, વરવાળું, ગોમતી ને બેટ એ મુખ્ય ગામો છે.

---

# ગાયકવાડી રાજ્ય.

એ અમદાવાદ જીલ્લાની પૂર્વમાં ને સુરત જીલ્લાની ઉત્તરમાં છે. વળી તે મુંબઇ ઇલાકાનાં સઘળાં દેશી રાજ્યોમાં સર્વથી મોટું છે. એનો ઘણોખરો મૂલક બીજાં રાજ્ય સાથે સેળભેળ થયેલો છે. મુખ્ય શહેર-વડોદરા એ રાજધાની વિશ્વામિત્રીપર છે. તેને પિલાજી ગાયકવાડે મુસલમાનો પાસેથી સન ૧૭૨૭-૨૮માં જીતી લીધું હતું. એ પછી તે શહેરને સુધારી વધારી તેમાં તેના દીકરા દામાજી ગાયકવાડે રાજધાની સ્થાપી. આ શહેરની મધ્યમાં માંડવી પાસે રાજવાડા તથા નજરબાગ નામે સરકારી મહેલ જોવા લાયક છે. શહેરની બહાર રાવપરામાં સરકારી કચેરી તથા કોર્ટો વગેરે છે. વળી ચીમનબાગ, મોતીબાગ, મસ્તુબાગ, વિશ્રામબાગ, લક્ષ્મીવિલાસ અને સાર્વજનિકબાગ તથા કાંપ પણ જોવા જોગ છે. અહીંનું કેળવણીખાતું ઘણા સારા પાયાપર ચાલેછે. એમાં ૧૦૧૮૧૮ માણસની વસ્તી છે. સિવાયઃ-પાટણ, કડી, વિજાપુર, વિશનગર, વડનગર ને સિદ્ધપુર; પેટલાદ ને ડભોઇ; નવસારી ને ગણદેવી; અમરેલી ને કોડીનાર; તથા ખાનદેશમાં વજપુર છે. બંદરો-કોડીનાર, વેળણ, દ્વારકાં ને બેટ સંખોદ્ધાર છે. નદીઓ-સાબરમતી, સરસ્વતી ને વાત્રક; નર્મદા, મહી ને વિશ્વામિત્રી; પુર્ણા, અંબિકા ને તાપી; શેત્રુંજી, કેરી ને ગોમતી છે. આ રાજ્યના રાજકીય ચાર ભાગ કર્યા છેઃ-ઉત્તરમાં કડીપ્રાંત, પૂર્વમાં એટલે મધ્યમાં વડોદરાપ્રાંત, દક્ષિણમાં નવસારીપ્રાંત અને પશ્ચિમમાં અમરેલીપ્રાંત છે. તેનું પ્રાંતવાર વર્ણન નીચે પ્રમાણે છેઃ—

૧ કડીપ્રાંત—એ પાલણપુર તથા રાધણપુર સંસ્થાનની દક્ષિણમાં છે. મુખ્ય શહેરો—કડી એમાં કિલ્લો તથા મલ્હારરાવની હવેલી જોવા લાયક છે. પાટણ એ સરસ્વતી નદીપર વનરાજ ચાવડાએ સંવત્ ૮૦૨માં વસાવ્યું છે. એ ગૂજરાતની અસલ રાજધાની હતી. એની પાસે સહસ્ત્રલિંગ નામે તળાવ સિદ્ધરાજ જયસિંહનું બંધાવેલું છે. વિશનગર એ શહેર વિશળદેવે બાંધ્યું હતું. ત્યાંનાં ત્રાંબાપિત્તળનાં વાસણ વખણાય છે. વડનગર એ અયોધ્યાના કનકસેન રાજાએ સન ૧૪૪–૧૪૫માં બાંધ્યાનું કર્નલટાંડ સાહેબ કહેછે. એમાં રૂદ્રમાળા જેવા બે કીર્ત્તિસ્તંભ છે. સિદ્ધપુર એ શ્રીસ્થળનામે પ્રાચીન શહેર સરસ્વતી નદીપર છે. એ સ્થળ માતૃ શ્રાદ્ધ સારૂ પ્રસિદ્ધ છે. એમાં મૂળરાજનો બંધાવેલો રૂદ્રમાળા બહુ જીર્ણ થઇ ગયેલો છે. વળી બિંદુ સરોવર, જ્ઞાનવાવ ને અલ્પસરોવર વગેરે તીર્થ છે. ઉંઝા એમાં કડવા કણબીની કુળદેવી છે. કહેછે કે તે દર બાર વરસે તેમના લગ્નની તીથિ નક્કી કરી આપેછે. બહુચર એ ગામમાં બહુચરામાતાજી બહુ પ્રસિદ્ધ છે. એનું દેવાલય ૧૭૮૩માં બંધાયલું જણાય છે. તેમાં દર વરસે ચૈત્ર ને આસો સુદ ૧૫ મે મોટા મેળા મળેછે. સિવાય વિજાપુર, મેસાણા, પીલોદરા, રૂપાલ, ખેરાળુ, દેહગામ, બહીઅલ, કઠવાડા, કરોળી, આતરસુંબા, બારીઆ, કાણીયલ ને કનીપુર ગામોછે. નદી—સાબરમતી, ખારી, મેશ્વો, વાત્રક, બનાસ ને સરસ્વતી છે. એમાં ૧૦ તાલુકા છે:—પાટણ, વડાવલી, મેસાણા, કડી, કલોલ, દેહગામ, વિજાપુર, વિશનગર, ખેરાળુ ને સિદ્ધપુર.

૨ વડોદરા પ્રાંત—એ ખેડાજીલ્લાની દક્ષિણે તથા ભરૂચ જીલ્લાની ઉત્તરે છે. મુખ્ય શહેરો—વડોદરા એ વિશ્વામિત્રી નદીના કાંઠે છે. એને ફરતો કોટ છે. એ શહેરમાં દશેરાને દિવસે ગાયકવાડ સરકારની મોટી સ્વારી જોવા લાયક નીકળેછે. માટે વડોદરાની તે દશેરા, મુંબાઈની તે દીવાળી ને મારવાડની તે હોળી એમ કહેવાય છે. પેટલાદ એમાં અરજુનશા પીરનું સ્થળ પ્રસિદ્ધ છે. ત્યાં મુસલમાનના રજબ માસમાં મેળો મળેછે. ડભોઇ એ ગૂજરાતના પ્રસિદ્ધ કવિ દયારામની જન્મભૂમિ છે. એમાં કિલ્લો ઘણો જુનો ને નકશીદાર છે. અહીં બાજીરાવે ત્રીંબકરાવ દાભાડેને હરાવી સન ૧૭૩૧ માં મારી નાખ્યો. એ શહેર ફતેસિંગને ૧૮૧૭માં મળ્યું હતું. સિવાય સોજીત્રા, સાવલી, પાદરા, સીનોર, વસો, પીજ, વાસણા ને કુસુંબીઆ ગામો છે. નદીઓ—મહી, શેઢી, વિશ્વામિત્રી, ને નર્મદા છે. એમાં ૯ તાલુકા છેઃ—પેટલાદ, પાદરા, ચોરંદા, સીનોર, ચાણોદ, ડભોઇ, સંખેડા, જરોદ ને વડોદરા.

૩ નવસારી પ્રાંત—એ ભરૂચજીલ્લા તથા રાજપીંપળા સંસ્થાનની દક્ષિણે અને સુરતજીલ્લાની ઉત્તરે છે. મુખ્ય શહેર—નવસારી. એની હવા સારી હોવાથી ઉનાળામાં ગાયકવાડ સરકાર કેટલોક વખત ત્યાં રહેછે. એમાં રાજવાડાની ચોફેર બાંધેલો કોટ છે. સિવાય ગણદેવી, કઠોર, વરીઆવ, સોનગઢ, વાજપુર ને બીલીમોરા ગામો છે. નદીઓ—તાપી, કીમ, મીંઢોળા, પૂર્ણા, અંબિકા ને કાવેરી છે. એમાં ૮ તાલુકા છેઃ—વેળાછા, પલસાણા, સોનગઢ, નવસારી, કામરેજ, વ્યારા, મહુવા ને ગણદેવી.

૪ અમરેલી પ્રાંત—એ કાઠીઆવાડમાં જુનાગઢની પૂર્વે ને સોનગઢ તથા પાલીતાણાની પશ્ચિમે છે. મુખ્ય શહેરો—અમરેલી, માણેકવાડા, કોડીનાર, બેટ-સંખોદ્ધાર ને દ્વારકાં છે. દ્વારકાં એ યદુવંશી શ્રીકૃષ્ણની રાજધાની હતી. પણ હાલનું દ્વારકાં શ્રીકૃષ્ણના પુત્રના પુત્ર વજ્રનાભે બાંધેલું કહેવાય છે. હિંદુઓનું હિંદુસ્તાનની પશ્ચિમમાં એ મોટું તીર્થ છે. એમાં શ્રીદ્વારકાંનાથજીનું મંદિર ગોમતી નદીના ઉત્તર કિનારાપર છે. એ નદી પણ પવિત્ર ગણાયછે ને તેમાં ઇશ્વરી ચમત્કારથી શંખ, ચક્ર ને પદ્મ થાયછે. નદીઓ—ગોમતી ને શેત્રુંજી છે. એમાં ૫ તાલુકા છેઃ—દામનગર, અમરેલી, ધારી, કોડીનાર ને ઓખામંડળ.

---

## મુંબઇ બેટ.

મુંબઇબેટનો વહિવટ બહોળો હોવાથી એને જીલ્લામાં ગણ્યો છે. એની ઉત્તરે માટુંગા, માહીમ, વાંદરા ને થાણાજીલ્લો; પશ્ચિમે મહાલક્ષ્મી, વરલી, માહીમ ને અરબી સમુદ્ર; દક્ષિણે કોલાબા; પૂર્વમાં મુંબઇનું બારૂં, સીવરી ને અરબી અખાત છે. એનું સપાટ મેદાન ૧૧ મૈલ લાંબુ ને ૩ મૈલ પહોળું છે. એમાં સુમારે ૭૭૫૦૦૦ માણસની વસ્તી છે. તેમાં સર્વેથી વધારે વસ્તી હિંદુઓની છે. તેથી ઉતરતી મુસલમાન, પારસી, ફીરંગી, યુરોપીઅન, યાહુદી, યુરેશીઅન, સીદ્દી અને ચીના વગેરેની છે.

રાજધાની—મુંબઇ એ પશ્ચિમ હિંદુસ્તાન અને મુંબઇ ઈલાકાની રાજધાનીનું મુખ્ય શહેર છે. એમાં ગવર્નર સાહેબ રહેછે અને હાઈકોર્ટ વગેરે છે. તે બેટ પોર્તુગીઝ રાજાની શાહાજાદી ઇનફંટા કાથેરાઇન સાથે ઇંગ્લંડના બીજા

ચાર્લ્સ રાજાનાં સન ૧૬૬૧માં લગ્ન થવાથી ઈંગ્લંડને રીતમાં મળ્યો હતો પણ તે સરકારને તાબે ૧૬૬૮માં થયોછે.

**મુંબઈના વિભાગ**—મુંબઇ શહેર ત્રણ ભાગમાં વહેંચાયું છે. કોટ, બહારકોટ અને ભોંયખલ્લાથી માહીમ. પણ હાલમાં તો બહારકોટના એક નાકાપર આવેલા ક્રાફર્ડ માર્કિટ નજીક જી. આઇ. પી. રેલવેના ગંજાવર બોરડીબંદર સ્ટેશને તે બાજુથી કોટ અને બહારકોટને જોડી દીધા છે તેમ બીજી બાજુથી બહારકોટના બીજા નાકાપર આવેલા ધોબીતળાવ નજીક એલફીન્સ્ટન હાઇસ્કૂલ, કામા હાસપીટાલ, પોલીસકોર્ટ અને હાલમાં બંધાતા મ્યુનિસિપાલ હાલ વડે કોટ અને બહારકોટના ભાગ તો કેવળ જોડાઇ ગયાછે. તો પણ કોટ અને બહારકોટ એ નામ તો રહ્યાં જ છે.

**મુંબઇ જોવાના ક્રમવાર રસ્તા**—મુંબઈમાં હરવા ફરવાના તથા તેને જોવાના ક્રમવાર મુખ્ય માર્ગ કરીએ તો તે આ પ્રમાણેના ત્રણ થાયછેઃ—(૧) કોલાબાથી વાલકેશ્વર જવાના રસ્તાઃ-કોલાબા, એસ્પ્લેન્ડ, ધોબીતળાવ, ગીરગામ, ચોપાટી, મલબારહીલ અને વાલકેશ્વર. (૨) વાલકેશ્વરથી પાલવે જવાના રસ્તાઃ—વાલકેશ્વર, મલબારહીલ, ખંભાલાહીલ, મહાલક્ષ્મી, તાડદેવ, કામાટીપુરા, ખેતવાડી, ભૂલેશ્વર, ક્રાફર્ડ માર્કિટ, બોરડીબંદર, કોટ અને પાલવાબંદર. (૩) પાલવા બંદરથી છેક માહીમ જવાના રસ્તાઃ—પાલવા, કોટ, મોદીખાના, બોરડીબંદર, ક્રાફર્ડ માર્કિટ, અલાઈબાગ, પાયધોણી, ભીંડીબજાર, સર જમશેદજીની હાસપીટાલ, ભોંયખલા, રાણીનોબાગ, ગ્યાસનું કારખાનું, ચીચપોગલી, પરેલ, માટુંગા, દાદર અને માહિમ.

**જોવા લાયક જગાઓ**—ટાઉનહોલ, ટંકસાલ, મોટી પોષ્ટઆફીસ, અંગરેજબજાર, હાઇકોર્ટ, રાજાબાઈ ટાવર, ગવર્નરની આફીસ, યુનિવર્સિટિ, પ્રિન્સ આવ વેલ્સનું ઘોડેસ્વાર બાવલું, દીવાદાંડી, રાણીનું બાવલું, બોરડીબંદર સ્ટેશન, ક્રાફર્ડમાર્કિટ, ગોદી, કસ્ટમહાઉસ, કાપડમાર્કિટ, પાંજરાપોળ, રાણીનો બાગ, સરકારી મહેલ, ચીમનબાગ, મહાલક્ષ્મી, વાલકેશ્વર, દરીઆમહેલ, બાબુલનાથ ને ઘારાપુરી.

**બંદરો**—પાલવા, બોરડી, મસીદ, માંડવી, કરનાક, ચીચ, એલફીન્સ્ટન, વાડી, ટાંક ને કોલસા બંદરો છે.

**હવા ખાવા લાયક જગાઓ**—પાલવાબંદર, દરીઆ કિનારો, મેદાન, મહાલક્ષ્મી ને વાલકેશ્વર.

**તળાવ તથા સરોવર**—મુંબઇમાં નદી નથી પણ મુંબાદેવી, ગોવાળીઆને બાબુલા વગેરે ઘણાં તળાવ છે. વળી શહેરના લોકોને લોખંડના નળ વાટે મીઠું પાણી પુરૂં પાડવાને મ્યુનિસિપાલિટિએ મુંબઇથી થોડેક દૂર વીઆર અને તુલસી નામનાં બે સરોવર બાંધેલાં છે. વીઆરમાં તો ગોપુર નામની નદીને વાળી છે. ત્રીજું તાનસાનું ને ચોથું પવાઇનું સરોવર પણ હાલમાં તૈયાર થાય છે.

**બગીચા**—ભોંયખલે રાણીનો રમણીય બાગ આખા હિંદુસ્તાનમાં સર્વથી મોટો છે. કોટમાં એલફીન્સ્ટન સરકલ નામનો તથા ચર્નીરોડ પાસે દરીઆ કિનારાપર મ્યુનિસિપાલિટિએ બંધાવેલા જાહેર બાગ છે. એ સિવાય મુંબઇના ત્રણે વિભાગમાં નાના બાગ અને શ્રીમંત લોકોની મનોરંજક વાડીઓ ઘણી છે.

**ગુફાઓ**—મુંબઇના બારા તરફ એલીફંટા અથવા ધારાપુરી નામે રમણીય ટાપુ છે. વળી સાષ્ટીમાં વીઆર અને થાણાની વચ્ચે ઊંચી ટેકરીઓપર અનેરી કનેરીની જોવાલાયક પ્રાચીન ગુફાઓ છે. તેમાંનું કોતરકામ તો ઘણુંજ સરસ છે.

**આયાત**—ઉનનું તથા સુતરાઉ વિલાયતી કાપડ, રેશમ, દવા, દારૂ, બીઅર, ધાતુ, કરીઆણું, ચા, ખાંડ, સર્વ તરેહના સાંચાઓ અને ભાતભાતના કાચ, પથ્થર, માટી તથા લાકડાનાં રમકડાં ઈત્યાદિ યુરોપ અને અમેરિકા વગેરે ઘણા દૂરના દેશાન્તરોથી આ શહેરમાં આવી આખા દેશમાં તેનો વેપાર ચાલેછે.

**નીકાશ**—આ શહેરમાંથી રૂ, અફીણ, ચામડાં, હાડકાં, અલશી, ઘઉં, બીઆં, મહુડાં કાચુ ઉન અને મોતી વગેરે ઝવેરાત પણ ચીન તથા યુરોપાદિ દેશમાં જાયછે.

હુન્નર–મુંબઇ શહેરમાં ઘણો બહોળો વેપાર ચાલેછે. રૂ કાંતવાની અને કાપડ વણવાની મીલો વિલાયતની પેઠે મુંબઇમાં પણ ઘણી છે. રંગવા, કોતરવા, ચીતરવા, છાપવા. સીવવા, ગુંથવા, અને ભરત ભરવા વગેરે તરેહવાર જાતના ઉદ્યોગો ચાલેછે. ધંધારોજગારને માટે તો મુંબઇ આખા હિંદુસ્તાનમાં પહેલા નંબરનું બંદર અને દુનિયામાં સર્વથી સરસ ગણાતાં શહેરોમાંનું એક શહેર તથા હાલની ખરી અલકાપુરી તે મુંબઇ જ છે.

---

## (૪) ઉત્તર મહારાષ્ટ્ર પ્રાંત.

એ પ્રાંતની વચમાં સહ્યાદ્રિ પર્વત આવ્યાથી કોકણ ને દક્ષિણ એવા બે ભાગ થયાછે. તેના પશ્ચિમ ભાગને કોકણપટ્ટી ને પૂર્વ ભાગને દક્ષિણ કહેછે. મુખ્ય શહેર–પુના, સોલાપુર, અહમદનગર, સતારા, નાશક, ધુળીઆ, યેવલા, પંઢરપુર, બારસી, માલેગામ; તથા માલવણ, વાંદ્રા, થાણા, કલ્યાણી ને અલીબાગ છે. બંદર–ભીમડી, રત્નાગિરી ને વેંગુર્લા છે. બેટ–વસઈ, સાષ્ટી ને ઉરણ. સમુદ્ર–અરબી. પર્વત–સાતપુડા ને સહ્યાદ્રી. નદી–ગોદાવરી, તાપી, કૃષ્ણા, મૂળામૂઠા ને અંબા છે. ઉત્તરમહારાષ્ટ્ર પ્રાંતમાં કોકણના ૬ અને દક્ષિણના ૧૦ મળી સોળ ભાગ કર્યાછે. તેનું વર્ણન નીચે પ્રમાણે છે:—

(ક) કોકણ–એની હદ સુરતથી તે છેક ગોવા સુધીછે.

૧ થાણા જીલ્લો–એ સુરત જીલ્લાની ને દમણ પ્રાંતની દક્ષિણમાં છે. મુખ્ય શહેરો–થાણા, કલ્યાણી ને ભીમડી છે. એમાં ૧૦ તાલુકા છે:–ડાહાણું, માહીમ, વનઈ, સાષ્ટી, વાડા, ભીમડી, કલ્યાણી, શાહાપુર, મુરબાડ અને કર્જત.

૨ કોલાબા જીલ્લો–એ થાણા અને મુંબઇની દક્ષિણમાં છે. મુખ્ય શાહેરો–અલીબાગ, પનવેલી, ઉરણ ને મહાડ છે. એમાં ૬ તાલુકા છે:–અલીબાગ, પનવેલ, પેણ, રોહા, માણગામ અને મહાડ.

૩ રત્નાગિરી જીલ્લો–એ કોલાબા જીલ્લા તથા જંજીરા સંસ્થાનની દક્ષિણમાં છે. મુખ્ય શાહેરો–રત્નાગિરી, માલવણ, ચીપલુણ ને રાજાપુર છે. એમાં ૯ તાલુકા છે:–દાપોલી, ખેડ, ચીપલુણ, સંગમેશ્વર, રત્નાગિરી, રાજાપુર, દેવગડ, માલવણ અને વેંગુર્લા છે.

૪ જવાર સંસ્થાન–એ થાણા જીલ્લાની મધ્યમાં છે. મુખ્ય શાહેર–જવાર એમાં ત્રણ મહાલ છે.

૫ જંજીરા સંસ્થાન–એ મુંબઇ અને રત્નાગિરીના મધ્ય ભાગમાં છે. મુખ્ય શાહેરો–જંજીરા ને જાફરાબાદ.

૬ સાવંતવાડી–એ સંસ્થાન કોકણની છેક દક્ષિણમાં છે. મુખ્ય શાહેર–સાવંતવાડી.

---

## (ખ) દક્ષિણ.

૧ ખાનદેશ જીલ્લો–ઉત્તરે નર્મદા નદી; પશ્ચિમે સુરત એજન્સિ; દક્ષિણે સાતમાળાપર્વત અને પૂર્વે મધ્યપ્રાંતો ને વરાડ છે. મુખ્ય શાહેરો–ધુળીઆ એ પાંજરા નદી પર છે. સિવાય:–ધરણગામ, નિજામપુર, નંદુરબાર, જળગામ ને ભુસાવળ છે. નદીઓ–તાપી, ગીરણા ને પાંજરા છે. એમાં ૧૬ તાલુકા છે:–ધુળીઆ, અમળનેર, એરંડોલ, પાચોરા, ચાળીસગામ, પીંપળનેર, નંદુરબાર, વીરદેલ, તળોદા, શહાદા, શીરપુર, ચોપડા, સાવદા, ભુસાવળ, નસરાબાદ અને જામનેર છે.

૨ **નાશક જીલ્લો**—એ ખાનદેશ જીલ્લાની દક્ષિણમાં છે. **મુખ્ય શહેર**-નાશક એ ગોદાવરીના કાંઠાપર છે. સિવાયઃ—એવલા, માલેગામ, મનમાડ અને ત્રંબક-શ્વર છે. **નદીઓ**-તાપી ને ગોદાવરી છે. એમાં ૧૨ તાલુકા છેઃ—બાગલાણ, કળવણ, ચાંદવડ, દીંડોરી, પેઠ, નાશક, ઇગતપુરી, સિન્નર, નીફાડ, એવલા, નાંદગામ અને માલેગામ છે.

૩ **અહંમદનગર જીલ્લો**—એ નાશક જીલ્લાની દક્ષિણમાં છે. **મુખ્ય શહેર**—અહંમદનગર[1] એ સીના નદીના કાંઠાપર છે. એ પહેલાં મુસલમાન રાજાની રાજધાની હતી. એમાં હાલ કિલ્લો તથા છાવણી છે. સિવાયઃ—સંગમનેર, રાહુરી, નગર ને આકોલા છે. **નદીઓ**—ગોદાવરી ને ભીમા છે. એમાં ૧૧ તાલુકા છેઃ— આકોલા, સંગમનેર, કોપરગામ, રાહુરી, નેવાસ, શેવગામ, નગર, પારનેર, શ્રીગોદ, કર્જત ને જામખેડ.

૪ **પુના જીલ્લો**—એ અહંમદનગર જીલ્લાની પશ્ચિમે તથા દક્ષિણે છે. **મુખ્ય શહેર**—પુના એ પેશવાની રાજધાનીનું શહેર મૂળામૂઠા નદીના સંગમપર છે. તે અંગરેજને સન ૧૮૧૮માં મળ્યું છે. ત્યાં ગણેશખીંડમાં ગવર્નર સાહેબનો બંગલો છે માટે ચોમાસામાં તે ઘણું કરી ત્યાં રહેછે. સિવાયઃ—[2]ખડકી,

---

[1]**અહંમદનગર**—અહીંની ચાંદબીબી મરણ પામ્યાથી તેને અકબરે સન ૧૬૦૦માં લીધું. શાહજહાંએ સન ૧૬૩૭માં લીધું. ઔરંગઝેબ એના કિલ્લામાં સન ૧૭૦૭માં મરણ પામ્યો. તેને અંગરેજે સન ૧૮૦૩માં લીધું.

[2]**ખડકી**—અહીં એલફિન્સ્ટન સાહેબે સન ૧૮૧૭માં બીજા બાજીરાવને હરાવ્યો હતો.

જુન્નર, ઇંદાપુર, તળેગામ ને મંચર છે. નદીઓ—મૂળા, મુઠા ને નીરા છે. એમાં ૮ તાલુકા છેઃ—હવેલી, પુરંદર, ભીમથડી, ઇંદાપુર, જુન્નર, ખેડ, માવળ ને શીરૂર.

૫ સતારા જીલ્લો—એ પુના જીલ્લાની દક્ષિણમાં છે. મુખ્ય શાહેર—સતારા[1] એ કૃષ્ણા નદીપર મરાઠાની રાજધાની હતી. એમાં એક ડુંગરી કિલ્લો છે. સિવાયઃ—વાઇ, કન્હાડ, તાસગામ, ઇસલામપુર, પાટણ, ખંડાલા ને મહાબળેશ્વર છે. નદીઓ—નીરા, કૃષ્ણા ને વાર્ણા છે. એમાં ૧૧ તાલુકા છેઃ—જાવળી, કન્હાડ, કોરેગામ, ખટાવ, ખાનાપુર, માણ, પાટણ, સતારા, તાસગામ, વાઇ ને વાળવા.

૬ સોલાપુર જીલ્લો—એ અહંમદનગર જીલ્લાની દક્ષિણે તથા પુના ને સતારા જીલ્લાની પૂર્વમાં છે. મુખ્ય શહેરો—સોલાપુર, બારશી, પંઢરપુર[2] ને વૈરાગ છે. એમાં ૭ તાલુકા છેઃ—કરમાળ, બારશી, માઢા, સોલાપુર, પંઢરપુર, સાંગોલા ને માળશીરસ.

૭ ખાનદેશ એજન્સિ—એ ખાનદેશ જીલ્લાની પશ્ચિમમાં છે. એના ત્રણ ભાગ છેઃ—ડાંગદેશ, સુરગણ તાલુકા ને મેવાસીપ્રાંત.

---

[1]સતારા—શિવાજી બીજો સન ૧૭૦૮માં ગાદીએ બેઠો. ચંદા સાહેબને કેદ કરી લાવ્યા ૧૭૪૧. બ્રિટિશ રાજ્ય સાથે સન ૧૮૧૮માં મેળવ્યું.

[2]પંઢરપુર—એ હિંદુઓનું તિર્થનું સ્થળ ભીમા નદીપર છે. એના મંદિરમાં ત્રિંબકજી ડેંગ્લેએ બાજીરાવની સમ્મતીથી ગંગાધર શાસ્ત્રીને સન ૧૮૧૫ના જુલાઇમાં મારી નખાવ્યો.

૮ સતારા એજન્સિ—એમાં બે સંસ્થાન છે. ઔંધ અને ફલટણ. ઔંધ એ સતારા જીલ્લાની દક્ષિણમાં અને ફલટણ એ ઉત્તરમાં છે.

૯ ભોર સંસ્થાન—એ પુના જીલ્લાની નૈરૂત્યમાં છે. મુખ્ય શહેર ભોર છે.

૧૦ અક્કલકોટ સંસ્થાન—એ સોલાપુરથી વીસ મૈલપર અગ્નિખુણામાં છે. એનું મુખ્ય શહેર અક્કલકોટ છે.

---

## (૫) દક્ષિણ મહારાષ્ટ્રદેશ ને ઉત્તરકાનડા.

આ પ્રાંતની ઉત્તરે મહારાષ્ટ્ર; પશ્ચિમે અરબીસમુદ્ર, ગોવા ને કોકણ; દક્ષિણે મહીસુર ને મદ્રાસ; પૂર્વે નિઝામનું રાજ્ય અને મદ્રાસ ઇલાકો છે. મુખ્ય શહેર—હુબળી, બેલગામ, ધારવાડ, બાગલકોટ ને કોલ્હાપુર છે. બંદર—કારવાડ, કુંમટા ને હોનાવર છે. પર્વત—સહ્યાદ્રિ. નદી—કૃષ્ણા, તુંગભદ્રા ને વર્ધા છે. મહારાષ્ટ્ર અને દક્ષિણ મહારાષ્ટ્રદેશો સન ૧૮૧૮માં પેશ્વા સરકાર પાસેથી જીતી લીધા છે. પણ ઉત્તરકાનડા જે મદ્રાસ ઇલાકાનો ભાગ હતો તેને સન ૧૮૬૧માં સરકારે મુંબઇ ઇલાકાના આ પ્રાંતમાં મેળવ્યોછે. આ પ્રાંતના ૮ ભાગ છે તેનું વર્ણન:—

૧ કલાદગી જીલ્લો—એની પૂર્વમાં નિઝામનું રાજ્ય; દક્ષિણમાં ધારવાડજીલ્લો અને પશ્ચિમે રામદુર્ગ, જમખંડી ને જતસંસ્થાન છે. મુખ્ય શહેરો—વિજાપુર, બાગલકોટ, ગુળેદગુડ ને ઇલકલ્લ છે. નદીઓ—કૃષ્ણા, ઘટપ્રભા ને મલપ્રભા છે. એમાં ૮ તાલુકા છે:—બાગલકોટ, બદામી, હુનગુંદ, મુદેબીહાલ, સિંદગી, બાગેવાડી, કલાદગી ને ઇંડી.

૨ બેલગામ જીલ્લો—એ કલાદગીજીલ્લાની પશ્ચિમમાં છે. મુખ્ય શહેરો—બેલગામ એમાં લશ્કરની છાવણી છે, અ-

થણી, ગોકાક ને નીપાણી છે. નદીઓ–ઉત્તરમાં કૃષ્ણા, મધ્યમાં ઘટપ્રભા ને દક્ષિણમાં મલપ્રભા છે. એમાં ૭ તાલુકા છેઃ–બેલગામ, ચીકોડી, ગોકાક, અથણી, સપગામ, બીડી અને પરસગડ.

૩ ધારવાડ જીલ્લો–એ કલાદગી અને બેલગામ જીલ્લાની દક્ષિણમાં છે. મુખ્ય શહેરો–ધારવાડ, હુબળી, ગદગ, રાણીબેન્નુર, બંકાપુર ને હવેલી છે. નદી–ઉત્તરમાં મલપ્રભા ને દક્ષિણમાં તુંગભદ્રા છે. એમાં ૧૧ તાલુકા છેઃ–ધારવાડ, નવલગુંદ, રોણ, ગદગ, હુબળી, કલઘટ-કી, બંકાપુર, કરજગી, હાનગલ, રાણીબેન્નુર ને કોડ.

૪ ઉત્તરકાનડા જીલ્લો–એ બેલગામ જીલ્લાની દક્ષિણે અને ધારવાડજીલ્લાની પશ્ચિમે છે. મુખ્ય શહેરો–કારવાડ, કુમઠા ને હોનાવર. એમાં કારવાડ એ પ્રખ્યાત બંદર છે. પર્વત–સહ્યાદ્રિ. નદી–તુંગભદ્રા, વર્ધા ને શરાવતી છે. એમાં ૮ તાલુકા છેઃ–કારવાડ, અંકોલા, કુમઠા, હોનાવર, સિદાપુર, શિરસી, યેલ્લાપુર ને સુપા.

૫ જતસંસ્થાન–એ કલાદગી જીલ્લાની પશ્ચિમમાં છે. એનું મુખ્ય શહેર જત છે.

૬ કોલાપુર સંસ્થાન–એ સતારા જીલ્લાની દક્ષિણમાં ને બેલગામ જીલ્લાની ઉત્તરમાં છે. મુખ્ય શહેરો–કોલાપુર એમાં શિવાજીના વંશજો રાજ્ય કરેછે. નદી–પંચગંગા છે. એમાં મુખ્ય સંસ્થાન વીશાળગડ, કાગલ, બાવડા અને ઇચલકરંજી છે.

૭ સાવનુર જાગીર–એ ધારવાડ જીલ્લાની પૂર્વમાં છે. એનું મુખ્ય શહેર સાવનુર છે.

૮ દક્ષિણ મરાઠા જાગીર–આ જાગીરો ૮ છેઃ–સાંગલી, જમખીંડી, (૨)મીરજ, (૨)કુરંદવાડ, મુધોળ ને રામદુર્ગ. વળી તે તેનાં મુખ્ય શહેરો પણ છે.

# મુંબઇ ઇલાકાનો વેપાર.

મુખ્ય પેદાસ–સિંધમાં–ભાત, જુવાર, બાજરી, ઘઊં, મગ, રૂ ને તંબાકુની છે. કચ્છમાં–જુવાર, બાજરી, ઘઊં, મગ, રૂ, ઉનની છે. ગૂજરાતમાં– ડાંગર, જુવાર, બાજરી, ઘઊં, મકાઇ, બાવટો, કોદરા, કઠોળ, રૂ, શેરડી, ગોળ, મીઠા અને તંબાકુની છે. કોકણમાં–ભાત, નાગલી, કઠોળ, અડદ, તલ, નાળીએર, સોપારી, આદુ, શેરડી, કેળાં ને મીઠાની છે. દક્ષિણમાં–ભાત, જુવાર, શેરડી, નાળીએર, સોપારી, એલચી, મરી અને મીઠાની છે.

પાકસારૂ વખણાતાં શહેરો વગેરે–રૂ સારૂ ધોળેરા, ધારવાડ, બારશી, ભાવનગર, ભરૂચ ને વઢવાણ; વરાગડા મીઠા સારૂ ખારાગોરા ને પાટડી; બળદ સારૂ વાગડ, કડી ને કચ્છ; ઘોડા સારૂ કચ્છ ને કાઠીઆવાડ; અકીક સારૂ ખંભાત; ઈમારતી કાટ સારૂ પંચમહાલ, રેવાકાંઠા ને ડાંગનો મૂલક; હળદર સારૂ પાલી, રાજપુર ને વીસનગર; ઉન, ચામડાં ને સીંગડાં સારૂ મીયાણી, પચ્છમ ને બન્ની પરગણાં; ફટકડી, સુરાખાર, ગંધક ને પાપડીઆખારા સારૂ કચ્છ; પાન સારૂ માંડવા ને ચોરવાડ; તંબાકુ સારૂ નડીઆદ ને ચરોતર; અને મધસારૂ મહાબળેશ્વર વખણાય છે.

હુન્નર માટે વખણાતાં શહેરો–ભરત સારૂ મુંબઇ, હૈદરાબાદ, ભૂજ ને ખંભાત; ઢોલીઆ સારૂ સાવરકુંડલા; કંકુસારૂ નવાનગર; બંદુક સારૂ પેથાપુર; તલવાર સારૂ શિરોહી; ધાતુનાં વાસણ સારૂ વિસનગર, સિહોર, પુના ને નાશક; માટીનાં વાસણ ને પટોળાં સારૂ પાટણ; રેશમીકાપડ સારૂ અમદાવાદ; કાચ ને સાબુ સારૂ કપડવણજ; સેલાં સારૂ બુરાનપુર; પાઘડી સારૂ પેઠ ને યેવલા; હાથીદાંતનાં રમકડાં સારૂ શીકારપુર ને હૈદરાબાદ: મીનાકારીના કામ સારૂ દાલા ને નસરપુર વખણાય છે.

# હિંદુસ્તાન.

પૃથ્વીપરના ચારે ખંડોમાં સર્વથી જુનો ને મોટો એશિઆ ખંડ છે. એની દક્ષિણમાં અર્બસ્તાન, હિંદુસ્તાન ને મલાકા એ ત્રણ મોટા દ્વીપકલ્પ છે. તેમાં સર્વથી મોટો ને મહતાવાળો દ્વીપકલ્પ હિંદુસ્તાન દેશ છે, જેમાં આપણે વસીએ છીએ. તેનું વર્ણન નીચે પ્રમાણે છેઃ-

**સીમા**-ઉત્તરમાં હિંદુકુશ, કારાકોરમ અને હિમાલય પર્વત છે. પશ્ચિમમાં હાલા તથા સુલેમાન પર્વત અને તેની પેલી તરફ બલુચિસ્તાન તથા અફગાનીસ્તાન દેશ છે. નૈરૂત્યમાં અરબીસમુદ્ર અને દક્ષિણમાં હિંદી મહાસાગર છે. અગ્નિ ખૂણામાં બંગાળાનો ઉપસાગર અને પૂર્વમાં આરાકાનના તથા બીજા ડુંગર અને તેની પેલી તરફ બ્રહ્મદેશ છે.

**વિસ્તાર**-હિંદુસ્તાનનું ક્ષેત્રફળ ૧૫,૮૨,૧૨૦ ચોરસ મૈલ છે. એની લંબાઇ ઉત્તરમાં કાશ્મીરથી તે દક્ષિણમાં કન્યાકુમારી ભૂશિર સુધી ૧૯૦૦ મૈલ છે. અને પહોળાઈ સિંધદેશથી તે આસામ સુધી ૧૮૦૦ મૈલ છે.

**વસ્તી**-હિંદુસ્તાનદેશની વસ્તી ૨૫,૫૦,૦૦,૦૦૦ માણસની છે. આખી પૃથ્વીમાં ચીન દેશ સિવાય બીજા કોઇપણ દેશની વસ્તી એના કરતાં વધારે નથી.

**શહેરો**—સિંધહૈદરાબાદ, ભૂજ, રાજકોટ, અમદાવાદ, વડોદરા, સુરત, ધુળીઆ, મુંબઇ, અહમદનગર, પુના, સોલાપુર, કોલાપુર, ધારવાડ ને હુબળી; રાજમંદ્રી, મછલીપટ્ટણ, મદ્રાસ, મલબાર; મહીસુર; નિઝામહૈદરાબાદ; નાગપુર; ઈંદોર, રતલામ; અજમેર, જયપુર; શ્રીનગર, લાહોર, દિલ્લી; મથુરાં, આગ્રા, લખનોર, પ્રયાગ, કાશી; મુર્શીદાબાદ, કલકત્તા; માંડલે ને રંગુન છે.

બંદરો—પશ્ચિમ કિનારાપર કરાંચી, માંડવી, પોરબંદર, દીવ, દમણ, મુંબઈ, રત્નાગિરી, ગોવા, કારવાડ, કનાનોર, તલીચેરી, માહી, કલીકટ, કોચી ને ત્રિવાનદ્રમ વગેરે છે. પુર્વ કિનારાપર રંગુન, કલકત્તા, કટક, જગન્નાથપુરી, વિશાગાપટ્ટણ, મચ્છલીપટ્ટણ, નિઝામપટ્ટણ, આર્ગામ, કારોમાંડલ, પલીકટ, મદ્રાસ, પાંડીચરી, પોર્ટોનોવા ને કારીકલ વગેરે છે.

બેટ—બેટસંખોદ્ધાર, દીવ, સાષ્ટી, મુંબઈ ને ઉરણ એ પશ્ચિમ કાંઠે અરબીસમુદ્રમાં; લક્ષદ્વીપ ને માલદ્વીપ એ મલબાર કોસ્ટાની પશ્ચિમે હિંદીમહાસાગરમાં; રામેશ્વર ને મનાર એ હિંદ ને સિંહલદ્વીપની વચ્ચે મનારના અખાતમાં; સિંહલદ્વીપ એ દક્ષિણે હિંદીમહાસાગરમાં; આન્દામાન ને નિકોબાર એ પૂર્વે બંગાળાના ઉપસાગરમાં; તેમાં આન્દામાન ટાપુ તો મોટા ગુન્હા સારૂ કાળાપાણીની કે દેશનીકાલની શિક્ષા માટે પ્રસિદ્ધ છે.

દ્વીપકલ્પ—કાઠીઆવાડ એ મુંબઇ ઇલાકાની પશ્ચિમમાં; કોલાબા એ મુંબઇનું દક્ષિણબિંદુ; દક્ષિણહિંદુસ્તાન કે આખો હિંદુસ્તાન દેશ એ પણ એક મોટો દ્વીપકલ્પ છે.

ભૂશિર—કેપમોન્જ એ સિંધદેશના કિનારાપર; દીવ ને જગતૂપોઇંટ એ ગૂજરાતના કિનારાપર; કેપરામાસ તથા મોંતદિલ્લી એ નૈરૂત્યમાં મલબાર કોસ્ટાપર; કન્યાકુમારી એ હિંદુસ્તાનનું દક્ષિણબિંદુ; પોઇંટ પાલમયરા, પોઇંટપેદ્રો ને પોઇંટકાલીમેર એ કારોમાંડલ કોસ્ટા પાસે સિંહલદ્વીપની ઉત્તરે અને પોઇંટદીગાલ એ દક્ષિણે છે.

કોસ્ટા—કારોમાંડલકોસ્ટા એ હિંદુસ્તાનના અગ્નિખૂણામાં અને મલબારકોસ્ટા એ નૈરૂત્ય ખૂણામાં છે.

પર્વત—હિમાલય એ હિંદની ઉત્તરમાં ને હિંદુકુશ એ વાયવ્યમાં; કારાકોરમ એ કાશ્મીરની ઉત્તરમાં;

શિવાલિક એ ગંગા ને બીઆસ નદીની વચમાં; સુલીમાન એ પંજાબની પશ્ચિમમાં; હાલા એ સિંધની પશ્ચિમમાં; અરવલી (શિખર આબુ) એ રજપુતાનાની દક્ષિણ ને ગૂજરાતની ઉત્તરમાં; વિંધ્યાચળ એ નર્મદાની ઉત્તરે મધ્ય હિંદુસ્તાનમાં; સાતપુડા એ નર્મદા ને તાપીની વચ્ચે મધ્યહિંદુસ્તાનમાં; સહ્યાદ્રિ કે પશ્ચિમઘાટ એના બે ભાગ છે—તાપીનદીના મુખથી કંઈક દક્ષિણે ગયેલા ભાગને પશ્ચિમઘાટ અને પન્નાર નદીથી કૃષ્ણા નદી સુધી ગયેલા ભાગને પૂર્વઘાટ કહેછે. પશ્ચિમઘાટમાં મહાબળેશ્વર એ પુનાની નૈરૂત્યમાં છે અને પૂર્વઘાટમાં નીલગિરી એ મહીસુરની દક્ષિણમાં છે.

રણ—થરપારકરનું એ સિંધમાં; જેસલમીર અને મારવાડનું એ રજપુતાનામાં; કચ્છનું એ કચ્છમાં છે.

સમુદ્ર—અરબીસમુદ્ર એ હિંદુસ્તાનની પશ્ચિમમાં છે.

અખાત તથા ઉપસાગર—પશ્ચિમે કચ્છનો તથા ખંબાતનો અને દક્ષિણે મનારનો તથા બ્રહ્મદેશમાં માર્ટાબાનનો અખાત; તથા પૂર્વમાં બંગાળાનો ઉપસાગર છે.

સામુદ્રધુની—દક્ષિણમાં મનારની તથા પાકની છે.

સરોવર—માનસબલ, દલ ને વૂલર એ કાશ્મીરમાં; માન એ પંજાબની ઉત્તરમાં; મંચર એ સિંધમાં હાલા પર્વતની પશ્ચિમે; ઢેબર, તથા અજમેરની ઉત્તરે સાંભર એ રજપુતાનામાં; લૂણાર એ વરાડ પ્રાંતમાં; પુરીની દક્ષિણે ચિલ્કા અને કોલેર તથા પલિકટ એ મદ્રાસ ઇલાકામાં કારોમાંડલ કિનારાપર છે.

નદ—બ્રહ્મપુત્રા ને સિંધુ એ બે પૂર્વ પશ્ચિમ નદ છે.

નદીઓ—જમનાં, ગંગા, ગોમતી, સાબરમતી, મહી, સરસ્વતી, નર્મદા, તાપી, ગોદાવરી, કૃષ્ણા ને કાવેરી વગેરે છે.

સિંધુના ફાંટા—જેલમ, ચીનાબ, રાવી, બીઆસ ને સતલજ છે.

ગંગાના ફાંટા—રામગંગા, ગોમતી, ગોગ્રા, ગંડકી, કુશી, જમનાં, સોન ને હુગલી છે.

દોઆબ—સિંધસાગર, જેચ (ચેજ), રેચના, બારી ને જાલંધર છે.

જળાશય—સિંધુ ને ગંગા એ બે જળાશય પ્રદેશ છે.

છાવણીઓ—લાહોર, ઇંદોર, દિલ્લી, માહુ, મીરત, ગ્વાલીઅર, નસીરાબાદ, કરાંચી, ભૂજ, ડીસા, રાજકોટ, વડોદરા, પુના ને બેલગામ વગેરે છે.

હવા લાયક સ્થળો—દારજીલીંગ, સીમલા, આબુ, માથેરાન, ખંડાળા, મહાબળેશ્વર, નીલગિરી ને ઉતકામંડ.

રણક્ષેત્રો—પાનીપત, સ્થાનેશ્વર, દિલ્લી, સરહિંદ, પ્લાસી, બકસર, ફતેહપુરશિક્રી, કનોજ, ફરક્કાબાદ, આલ્મોરા, સોબ્રાઉન, પુના, ખડકી, કોરગામ, આર્ગામ ને આર્ની વગેરે છે.

જાત્રાનાં ઠેકાણાં—હિંદુનાં:-ઉત્તરમાં હરિદ્વાર, પશ્ચિમમાં દ્વારકાં, દક્ષિણમાં રામેશ્વર ને પૂર્વમાં જગન્નાથપુરી છે. એ સિવાય પ્રભાસપાટણ, ડાકોર, સિદ્ધપુર, નાથદ્વાર, પુષ્કરજી, ગોકુળ, મથુરાં, પ્રયાગ, કાશી, ગયા, ચાણોદકન્યાળી, નાશક, ત્રંબક, પંઢરપુર; પારસનાથ (બંગાળામાં), પાલીતાણા, ગિરનાર ને આબુ વગેરે છે. તેમાં પણ છેલ્લાં ચાર જૈનનાં છે. મુસલમાનનું અજમેરમાં ખાજાપીર ને પેટલાદમાં અરજુનશા પીર; પારસીઓનું ઉદવાડા; વહોરાઓનું ગલીઆકોટ; શીખલોકોનું અમૃતસર છે.

---

# હિંદુસ્તાનનાં દેશી રાજ્ય.

રજપુત રાજ્ય–કાશ્મીર, વિકાનેર, અલવડ, કિશનગઢ, જયપુર, કિરોલી, બુંદી, કોટા, ઝાલરાપટ્ટણ, વાંસવાડા, પ્રતાપગઢ, ડુંગરપુર, ઉદેપુર, શિરોહી, જોધપુર, જેસલમીર, કચ્છ, સાંતલપુર, ઈડર, દાંતા, માલપુર, મોહનપુર, માણસા, નવાનગર, રાજકોટ, પોરબંદર, ગોંડળ, ભાવનગર, વળા, લખતર, સાયલા, ચુડા, મુળી, લાઠી, પાલીતાણા, ધ્રોળ, લીમડી, વઢવાણ, વાંકાનેર, મોરબી, ધ્રાંગધ્રા, વાંસદા, ધરમપુર, રાજપીંપળા, છોટાઉદેપુર, બારીઆ, લુણાવાડા, સુંથ, રેવા ને મહીસુર વગેરે છે.

કોળી રાજ્ય–ભાભર ને કાંકજ છે.

જાટ રાજ્ય–ભરતપુર ને ધોળપુર.

મરાઠી રાજ્ય–ગાયકવાડ (વડોદરા), સિંધીઆ (ગ્વાલીઅર), હોલકર (ઇંદોર), કોલાપુર, સાવંતવાડી, કોચીન ને ત્રાવણકોર છે.

મુસલમાની રાજ્ય–ખૈરપુર, ટોંક, પાલણપુર, રાધણપુર, જુનાગઢ, બાંટવા, ખંભાત, વાડાસિનોર, બાજાણા, સચીન, પેંઠ, ભોપાળ, ભાવલપુર ને નિઝામ છે.

શીખરાજ્ય–પત્યાલા, ઝીંદ, નભા, કપરથલા, કલશીઆ ને ફરીદકોટ છે.

હબસીરાજ્ય–જાફરાબાદ ને જંજીરા છે.

## સ્વતંત્ર રાજ્ય.

દેશી–નેપાળ, ભુતાન ને મણિપુર છે.

પરદેશી પોર્તુગીઝનાં–દીવ, દમણ ને ગોવા છે.

,, ફ્રેંચનાં–માહી, કારીકલ, પાંડીચરી, યાનાન ને ચંદ્રનગર.

---

# હિંદુસ્તાનના સ્વાભાવિક વિભાગ.

મુખ્ય ભાગ—હિંદુસ્તાન દેશ ત્રિકોણાકાર છે. એ ત્રિકોણના બે ખૂણા સુધી હિમાલય પર્વત પથરાયલો છે. ગુજરાતની પશ્ચિમથી તે ગંગા નદી પાસેના બુંદેલખંડ સુધી પ્રસરેલા વિંધ્યાચળ પર્વતથી એ ત્રિકોણના સ્વાભાવિક રીતે બે મોટા ભાગ થયાછે. એમાંના ઉત્તર તરફના ભાગને હિંદુસ્તાન કે ઉત્તર હિંદુસ્તાન અને દક્ષિણ તરફના ભાગને દક્ષિણ કે દક્ષિણ હિંદુસ્તાન કહેછે:–

ઉત્તર હિંદુસ્તાનના સ્વાભાવિક ૬ ભાગ નીચે પ્રમાણેછે:

૧ હિમાલયની તળેટીનો ઢળતો પ્રદેશ–એ હિમાલય તથા શિવાલિક પહાડની વચ્ચે છે. એમાં કાશ્મીર, નેપાળ ને ભુતાનનો મૂલક આવેલો છે.

૨ સિંધુ નદીનો પ્રદેશ–એમાં પંજાબનો કેટલોક ભાગ તથા સિંધ પ્રાંત આવેલો છે.

૩ રેતીનું રણ–એ પંજાબ તથા સિંધ પ્રાંતની પૂર્વમાં છે. એમાં જેસલમીર, મારવાડ અને અરવલીની પશ્ચિમનાં રજપુત સંસ્થાનો છે.

૪ મધ્ય હિંદુસ્તાનનો ને રજપુતાનાનો ઊંચો પ્રદેશ–એ અરવલીની પૂર્વમાં ને વિધ્યાદ્રિની પશ્ચિમે છે. એમાં ઉદેપુર, અજમેર, જેપુર, ભરતપુર, ભોપાળ, માળવા, બુંદેલખંડ, રેવા, ઈંદોર, ગ્વાલીઅર વગેરે દેશી રાજ્યો આવેલાં છે.

૫ ગંગાનો પ્રદેશ—એમાં વાયવ્યપ્રાંત, અયોધ્યા ને બંગાળા છે.

૬ બ્રહ્મપુત્રાનો પ્રદેશ–એમાં આસામનો મૂલક આવેલોછે.

દક્ષિણ હિંદુસ્તાનના સ્વાભાવિક ૪ ભાગ નીચે પ્રમાણે છે:—

૧ નર્મદાનો પ્રદેશ–એ વિંધ્યાદ્રિ અને સાતપુડાની વચ્ચે છે. એમાં રાજપીંપળા, નાંદોદ ને ભરૂચ વગેરે છે.
૨ શુદ્ધ દક્ષિણ–એ સાતપુડાની દક્ષિણમાં અને પૂર્વ પશ્ચિમઘાટ તથા નીલગિરીની વચ્ચે છે. એમાં ખાનદેશ, વરાડ, મહાબળેશ્વર અને મહીસુર વગેરે છે.
૩ પશ્ચિમ કાંઠાનો નીચાણનો પ્રદેશ–એ સહ્યાદ્રિ પર્વતનો પશ્ચિમ ભાગ છે. એમાં કોકણ પ્રાંત ને મલબાર છે.
૪ પૂર્વ કાંઠાનો નીચાણનો પ્રદેશ–એ પૂર્વઘાટ ને સમુદ્રની વચ્ચે છે. એમાં ઉત્તરસરકાર અને કોરોમાંડલ અથવા પૂર્વ કાંઠાનો દક્ષિણ પ્રદેશ છે.

## હિંદુસ્તાનના રાજકીય વિભાગ.

હિંદુસ્તાન દેશના હાકેમને વેસરાય કે ગવર્નર જનરલ કહેછે. તે હિંદુસ્તાનની રાજધાની કલકત્તા શહેરમાં રહેછે. પરંતુ તે કેટલોક વખત ઉનાળામાં સીમલા કે હિમાલયની પડોસમાં બીજે ઠેકાણે પણ રહેછે. આ ગવર્નર જનરલના તાબા તળેના હિંદુસ્તાન દેશના રાજકીય વિભાગપર જુદા જુદા અધિકારીઓની નિમણુંક કરેલી હોય છે. તેમાં મુખ્ય ગવર્નર, લેફ્ટેનન્ટ ગવર્નર, કમિશ્નર, રેસિડેન્ટ, પોલિટિકલ એજન્ટ અને કલેકટર વગેરે છે. હિંદુસ્તાનના રાજકીય ૧૪ વિભાગ પૈકી અનુક્રમે ૮ ભાગમાં અંગરેજ સરકારનું તથા બાકીના ૬ ભાગમાં બીજા રાજાઓનું રાજ્ય છે. એ રાજકીય વિભાગ, તેની રાજધાનીનું મુખ્ય શહેર અને તેમાં રહેતા મુખ્ય અધિકારી નીચે પ્રમાણે છે:—

| ભાગ. | મુખ્યશાહેર. | અધિકારી. |
|---|---|---|
| ૧ મુંબઇ ઇલાકો | મુંબઇ | ગવર્નર |
| ૨ મદ્રાસ ઇલાકો | મદ્રાસ | ગવર્નર |
| ૩ બંગાળા ઇલાકો | કલકત્તા | લેફ્૦ ગવર્નર |

| | | |
|---|---|---|
| ૪ વાયવ્યપ્રાંત તથા ઓઉદ | અલાહબાદ | લેફ્૦ ગવર્નર |
| ૫ પંજાબ ઇલાકો | લાહોર | લેફ્૦ ગવર્નર |
| ૬ મધ્યપ્રાંત | નાગપુર | કમિશ્નર |
| ૭ આસામ પ્રાંત | ગોહતી | કમિશ્નર |
| ૮ બ્રહ્મદેશ | માંડલે | કમિશ્નર |
| ૯ મહિસુર ને કુર્ગપ્રાંત | બેંગલોર | કમિશ્નર |
| ૧૦ હૈદરાબાદ તથા વરાડપ્રાંત | હૈદરાબાદ | રેસિડેન્ટ |
| ૧૧ મધ્ય હિંદ એજન્સિ | ઇંદોર | રેસિડેન્ટ |
| ૧૨ રજપુત સંસ્થાનો | શિરોહી | રેસિડેન્ટ |
| ૧૩ નેપાળ, ભુતાન વગેરે સ્વતંત્ર પહાડી રાજ્ય | ખટમંડુ | રેસિડેન્ટ |
| ૧૪ પોર્તુગીઝ તથા | ગોવા | દરેકમાં તે |
| ફ્રેંચનાં સંસ્થાનો | પાંડીચરી | ના ગવર્નર |

## વિભાગવાર વર્ણન.

૧ મુંબઈ ઈલાકો—આ ઇલાકાનું વર્ણન પ્રથમમાં લખ્યું છે તે જુઓ.

૨ મદ્રાસ ઈલાકો—એ મુંબઇ ઇલાકાની દક્ષિણે છે. એમાં ૫ પ્રાંત છેઃ—(૧) ઉત્તરસરકાર. (૨) કર્ણાટક. (૩) મલબાર. (૪) ત્રાવણકોર. (૫) કોચીન. મુખ્યશહેર—મદ્રાસ એ દક્ષિણ હિંદુસ્તાન તથા આ ઇલાકાની રાજધાનીનું શહેર કારોમાંડળ કોસ્ટાપર છે. એનો ફોર્ટસેન્ટ જ્યોર્જ નામે કિલ્લો સન ૧૬૩૯માં બાંધ્યો હતો. એમાં ચાર લાખ માણસની વસ્તી છે. મચ્છલીપટ્ટણ એ ઉત્તરસરકારનું બંદરી શહેર કૃષ્ણા નદીના મુખપર છે. તે અંગરેજોને સન ૧૭૫૯માં મળ્યું છે. રાજમંદ્રી એ પણ ઉત્તર સરકારનું શહેર ગોદાવરીપર છે. આર્કટ એ કર્ણાટકની આગલી રાજધાનીનું શહેર લાર્ડક્લાઇવે સન ૧૭૫૧માં લીધું

હતું. અંબૂર એ ઉત્તર આર્કટમાં છે. ત્યાં રઘુજી ભોંસલે તથા મોરારી રાવે દોસ્તઅલીને સન ૧૭૪૦ માં હરાવ્યો. ડુપ્લેએ અન્વરૂદ્દીનને સન ૧૭૫૦માં હરાવ્યો. કર્નલ સ્મીથે હૈદરને સન ૧૭૬૭માં હરાવ્યો. આર્ની એ આર્કટની દક્ષિણે છે. ત્યાં કલાઇવે કર્ણાટકના નવાબ ચંદાના છોકરા રાજસાહેબ તથા ફ્રેંચોને સન ૧૭૫૧માં હરાવ્યા. કલીકટ એ મલબારનું મુખ્ય શહેર પશ્ચિમ કિનારાપર છે. ત્રિવનદ્રામ એ ત્રાવણકોરના રાજ્યનું મુખ્ય શહેર પશ્ચિમ કિનારાપર છે. ત્રિચુર એ કોચીનની ઉત્તરમાં કોચીનનું મુખ્ય શહેર છે. મદુરા, સાલમ અને કોઈમ્બેતુર એ ટીપુ સુલતાન પાસેથી અંગરેજે સન ૧૭૯૯માં લીધાં હતાં. પોર્ટોનોવા એ પૂર્વ કિનારે છે. આ શહેર પાસે હૈદરને સર આયરકુટે સન ૧૭૮૧માં હરાવ્યો હતો. પાંડીચરી એ ફ્રેંચની રાજધાની કર્ણાટકની પૂર્વમાં છે. ઉતાકામંડ એ આ ઇલાકામાં આબો હવાની ટેકરી હોવાથી મદ્રાસનો ગવર્નર ઉનાળામાં ત્યાં જઇ રહેછે. નેલોર એ ઉત્તરપનાર નદીપર ને કદાલોર એ દક્ષિણપનાર નદીપર છે. ચિંગલપટ ને વેલોર એ પલાર નદીપર છે. કડાપા એ પનાર નદીપર છે. ત્રિચનાપલી એ કાવેરી નદીપર અને તેનજોર એ કાવેરીની શાખાપર છે. મરકેરા એ કુર્ગ પ્રાંતનું અને માંગલોર એ દક્ષિણ કાનડાનું મુખ્ય શહેર છે. સિવાય વિજયનગર, કાનજીવરમ, બેલારી, નીગાપટ્ટણ, ટ્રાંકિવબાર છે. બંદરો–કોચીન એ મલબાર કોસ્ટાપર. કવીલોન એ ત્રાવણકોરની પશ્ચિમે. કાનાનોર ને તેલીચરી એ અરબીસમુદ્રના કાંઠાપર. ટયુટીકોરીન એ મનારના અખાતની ઉત્તરે બંદર છે. પર્વત–પૂર્વ-

ઘાટ, પશ્ચિમઘાટ ને નીલગિરી છે. નદીઓ—ગોદાવરી, કૃષ્ણા, કાવેરી ને પનાર છે. અખાત વગેરે—મનારનો અખાત, એમાં મોતી પાકેછે; અરબીસમુદ્ર; ચિલકા તથા કોલરનાં સરોવર; ને કન્યાકુમારી ભૂશિર તથા પાકની સામુદ્રધુની છે. દેશી રાજ્ય—ત્રાવણકોર ને કોચીન છે.

૩ બંગાળા ઈલાકો—એ મદ્રાસ ઇલાકા ને બંગાળી ઉપસાગરની ઉત્તરે છે. એમાં ચાર પ્રાંત છે. (૧) બંગાળાપ્રાંત અંગરેજોને સન ૧૭૬૫માં મળ્યોછે. એમાં [૧]કલકત્તા એ આખા હિંદુસ્તાન દેશની રાજધાનીનું શહેર હુગલી નદીપર છે. એ નદી કલકત્તા અને હૌરા શહેરની વચ્ચે છે. આ બંને શહેરો હુગલી નદીપરના તરતા કૃત્રિમ ગંજાવર પૂલથી જોડાયાં છે. એ પૂલ ઘણો પહોળો તેમ જ સુશોભિત છે. એમાં ૪૪૮૦૦૦ માણસની વસ્તી છે પણ પરાંની મળી સુમારે નવલા-

[૧]કલકત્તા—એ અંગરેજોએ મોગલો પાસેથી વેચાતું લઇ એનો "ફોર્ટઉવિલિઅમ" નામે મજબૂત કિલ્લો સન ૧૬૯૬માં અજાયબ રીતે બાંધ્યોછે. તે હર કોઇને જોવા સારૂ ખુલ્લો છે. બીજી જોવા જોગ જગાઓમાં મુખ્ય "મ્યુઝીયમ." [અદ્દભુતગૃહ]. "ઈડનનો બાગ." "પશુશાળા." "હુગલીનો તરતો પૂલ." "કાલીનું દેવાલય" "બોટાનિકલગાર્ડન". [વનસ્પતિ સંગ્રહ] "મ્યુનિસિપાલ બજાર." "ગવર્નમેંટપેલેસ." "મોન્યુમેન્ટ." "સિનેટ હાઉસ." "ટાઉનહાલ." "ટંકશાલ." "રાઈટર્સબિલ્ડીંગ" વગેરે છે. બગાળાના નવાબ સુજાઉદદૌલાએ ૧૪૬ અંગરેજોને કેદ પકડી સન ૧૭૫૬માં વીસ ચોરસ ફૂટની અંધારી કોટડીમાં ગોંધ્યા જેમાંથી માત્ર ૨૩ જીવતા નીકળ્યા. તેથી ત્યાં એ કોટડી "બ્લાકહોલ" નામે પ્રસિદ્ધ છે.

બની થાયછે. બર્દવાન, મીદનાપુર ને ચિતાગોંગ એ ત્રણે અંગરેજોને સન ૧૭૬૦માં મળ્યાં છે. બરાકપુર એ લશ્કરી મથક છે. એ પ્રાંતમાં બીજાં શહેર ઢાકા, મુર્શિદાબાદ (ભાગીર્થીપર),[1] બહ્રામપુર, ચિન્સુરા,[2] રાજમહાલ, રાણીગંજ, કૃષ્ણનગર, મેદનીપુર, ને પ્લાસી[3] છે. (૨) બહાર પ્રાંત અંગરેજોને સન ૧૭૬૫ માં મળ્યોછે. એના તિરહુત, પાટના ને ગયા એવા ત્રણ ભાગ છે. એનાં મુખ્ય શહેર પટના,[4] મોંગીર, ભાગલપુર એ ત્રણે ગંગાપર છે. દીનાપુર ને દરભંગા છે. (૩) ઓરીસા (ઓઢીઆ) પ્રાંત અંગરેજોને સન ૧૭૬૫માં મળ્યોછે. એનું મુખ્ય શહેર કટક એ મહા નદીપર છે. તે ૧૮૦૩ માં મળ્યું છે. તેની દક્ષિણમાં જગન્નાથ એ હિંદુઓનું મોટું તીર્થ છે. (૪) છોટાનાગપુર પ્રાંત એ

---

૧ બહ્રામપુર—એ મુર્શિદાબાદ પાસે છે. ત્યાં પહેલ વહેલો સન ૧૮૫૭નો બળવો જાગ્યો.

૨ ચિન્સુરા—એ હુગલી નદીપર છે. અહીં કર્નલ ફોર્ડે વલંદાને સન ૧૭૬૦ માં હરાવ્યા.

૩ પ્લાસી—એ કલકત્તાની ઉત્તરે ભાગીર્થી નદીપર છે. અહીં લોર્ડ કલાઇવે બંગાળાના નવાબ સુજાઉદ્દૌલાને સન ૧૭૫૭માં હરાવ્યો હતો.

૪ પટના—એને પાટલીપુત્ર પણ કહેછે; એમાં અસલ મગધદેશની રાજધાની હતી. બુદ્ધ, જરાસંધ, ચંદ્રગુપ્ત અને અશોક વગેરે રાજાની રાજધાની પણ તેમાં જ હતી. અહીં કર્નલકાલિયડે બીજા શાહ આલમને સન ૧૭૬૦ માં હરાવ્યો. કર્નલકાર્નોકે મીરકાસમ, સુજાઉદ્દૌલા અને બીજા આલમને સન ૧૭૬૧માં હરાવ્યો. નવાબે સન ૧૭૬૩માં પટનાના કિલ્લામાં ૧૪૮ અંગરેજોને મારી નાખ્યા. એ પછી તે શહેર અંગરેજોએ લીધું હતું.

બહાર અને ઓરીસા પ્રાંતની વચ્ચે છે. એમાં મુખ્ય શહેર કાંચી ને લોહરદગા છે. પર્વત-હિમાલય, રાજમહાલ, છોટાનાગપુર તથા ઓઢીઆના ડુંગર છે. નદીઓ-ગંગા, હુગલી, ભાગીર્થી, બ્રહ્મપુત્રા, વૈતરણી, સુવર્ણરેખા, રૂપનારાયણ ને મહાનદી છે. સરોવર-ચિલકા છે. સંસ્થાનો-સીકીમ, કુચબીહાર, દરભંગા ને ટીપરા એ દેશી છે. ચંદ્રનગર એ ફ્રેંચનું થાણું છે.

૪ વાયવ્ય પ્રાંતો તથા ઔંદ (આગ્રા ઇલાકો)-એ બંગાળા ઇલાકાની પશ્ચિમ તથા પંજાબ ઇલાકાની પૂર્વમાં છે. પ્રથમ અયોધ્યાનો જે જુદો પ્રાંત હતો તેને હાલ આ પ્રાંતમાં મેળવ્યોછે. મુખ્ય શહેરો-અલહાબાદ એ આ પ્રાંતની રાજધાનીનું શહેર ગંગા જમનાના સંગમપર છે. અયોધ્યા એ શહેર ગોગ્રા નદીપર રામચંદ્રજીના જન્મ તથા રાજધાની સારૂ પ્રખ્યાત છે. તે અંગરેજને સન ૧૮૫૬ માં મળ્યું છે. મથુરા એ જમનાંપર શ્રીકૃષ્ણની જન્મ ભૂમિ છે. તેને અહમદ દુરાનીએ સન ૧૭૫૬ માં લૂટયું. લખનૌર એ ગોમતીપર છે. આગ્રા[1] એ મોગલ બાદશાહની રાજધાનીનું શહેર જમનાપર છે. એમાં તાજમહેલ તથા કિલ્લો બહુ જોવા લાયક છે. સિવાય કાશી, બદ્રીનાથ, કાનપુર,[2] મીરજાપુર, ગાજીપુર, અનુપશહર, ફતેગઢ

---

૧ આગ્રા-એમાં અકબરે સન ૧૫૬૬માં કિલ્લો બાંધી રાજધાની કરી. ઔરંગજેબ દારાને હરાવી તથા શાહજહાંને કેદ કરી સન ૧૬૫૮ માં પાદશાહ થયો. ફરૂખશીરે સન ૧૭૧૩ માં જહાંદારશાહને હરાવ્યો. અંગરેજોને તે સન ૧૮૦૩ માં મળ્યુંછે.

૨ કાનપુર-એ લખનૌર પાસે ગંગાપર છે. ત્યાં સન ૧૮૫૭માં નાનાસાહેબે ખાટકીઓ પાસે અંગરેજોની મોટી કતલ કરાવી હતી.

ને કનોજ[1] એ સર્વ ગંગાપર છે. કાલ્પી,[2] ઇટાવા, ગોકુલ, વંદ્રાવન એ સર્વ જમનાંપર છે. **પર્વત**–હિમાલય, ગઢવાલ ને શિવાલિક છે. **નદીઓ**–ગંગા, રામગંગા, ગોમતી, ગોગ્રા ને જમનાં છે. એ રાઘળી ગંગાને મળેછે. **દેશીરાજ્ય**–કાશી, રામપુર ને તેહરીનાં છે.

**૫ પંજાબ ઈલાકો**—એ વાયવ્ય પ્રાંતની પશ્ચિમમાં છે. **મુખ્ય શહેરો**—**લાહોર** એ આ ઇલાકાની રાજધાનીનું શહેર રાવી નદીપર છે. **પેશાવર** એ કાબુલ નદીપર લશ્કરી મથક અફગાનીસ્તાનની સરહદપર આવેલું છે. એમાં કિલ્લો પણ છે. અનંગપાળ મહમદ સામે લડવા ગયો ત્યારે અહીં રજપુતાણીઓએ પોતાનાં ઘરેણાંગાંઠાં વેચી તેને મદદ કરી હતી. **દિલ્લી**[3] એ મુસલમાન રાજાઓની રાજધાની જમના નદીપર છે. એમાં બાદશાહીમહેલ, જુમામસીદ

---

૧ **કનોજ**—અહીં શિરખાંએ હુમાયુને સન ૧૫૪૦ માં હરાવ્યો હતો.

૨ **કાલ્પી**—અહીં કાર્નેકે સુજાઉદદોલા તથા હોલ્કરને સન ૧૭૬૪ માં હરાવ્યા હતા.

૩ **દિલ્લી**—શાહબુદ્દીને બીજી વાર સ્વારી કરી પૃથુરાજને મારીને સન ૧૧૯૩માં લીધું. તૈમુરે સન ૧૩૯૮માં પાંચ દિવસ સુધી તેને લૂટ્યું તથા બાળ્યું. પંજાબના સુબાખિજરખાંએ તે સન ૧૪૧૪માં લીધું. શિરખાંએ હુમાયુને હરાવી તે સન ૧૫૪૦માં લીધું. હુમાયુએ હેમુને હરાવીને સન ૧૫૫૬માં લીધું. ઈરાનના બાદશાહ નાદિરશાહ સન ૧૭૩૮માં મહમદને હરાવી ત્રીસ હજાર માણસનો ઘાણ કાઢી સર્વ લૂટી લઇ ગયો. અહમદ દુરાનીએ તે સન ૧૭૫૬ માં લૂટ્યું. અંગરેજોએ તે સન ૧૮૦૩માં લીધું. વિક્ટોરીઆને સન ૧૮૭૭માં "કયસરે હિંદ મહારાણી" નો ખિતાબ મળ્યો.

અને કુતુબમીનારો જોવા લાયક છે. પાનીપત[1] એ રણક્ષેત્ર દિલ્લીની ઉત્તરે છે. સીમલા ને મરીનાં સ્થળો સારી હવા સારૂ પ્રસિદ્ધ છે. હિંદુસ્તાનનો નામદાર વૈસરાય ઘણોખરો વખત સીમલામાં રહેછે. પર્વત–હિંદુકુશ, કારાકોરમ, શિવાલિક ને સુલેમાન છે. નદીઓ–સિંધુ, જેલમ, ચીનાબ, રાવી, બીઆસ, સતલજ, જમનાં ને કાબુલ છે. દોઆબ–પાંચ છે:–૧ સિંધસાગર દોઆબ એ સિંધુ ને જેલમની વચ્ચે છે. એમાં અટક, જેલમ, રાવળપીંડી, ડેરાઇસ્માઈલખાન ને ડેરાગાજીખાન શહેરો છે. ૨ જેચ દોઆબ એ જેલમ ને ચીનાબની વચ્ચે છે. એમાં ગૂજરાત[2] શહેર તથા ચીલીયનવાળા વગેરે છે. ૩ રેચના દોઆબ એ ચીનાબ અને રાવીની વચ્ચે છે. એમાં રામનગર છે. ૪ બારી દોઆબ એ રાવી ને બીઆસની વચ્ચે છે. એમાં લાહોર, અમૃતસર ને મુલતાન છે. ૫ જાલંધર દોઆબ એ બીઆસ અને સતલજની વચ્ચે છે. એ અતિ રસાળ દોઆ-

---

૧ પાનીપત–દિલ્લીની ઉત્તરે યમુનાના કિનારાપર આવેલા આ પ્રસિદ્ધ કુરૂક્ષેત્રમાં મુખ્ય પાંચ યુદ્ધ થયાં છે:—(૧) પાંડવોએ કૌરવોને ઇ. સ. પૂર્વે ૫૦૦૦ માં હરાવ્યા. (૨) શાહબુદ્દીન ઘોરીએ પૃથુરાજને સન ૧૧૯૩ માં હરાવી દિલ્લી લીધું. (૩) બાબરે ઇબ્રાહિમ લોદીને સન ૧૫૨૬માં હરાવી દિલ્લી લીધું. (૪) હુમાયુ તથા બહેરામે હેમુને સન ૧૫૫૬ માં હરાવ્યો. (૫) અહમદદુરાનીએ મરેઠા સરદાર સદાશિવ ભાઉને સન ૧૭૬૧ માં હરાવ્યો.

૨ ગૂજરાત–એ ચીનાબ નદીપર છે. અહીં સર હ્યુગોફે શીખ સરદાર શેરસિંગ તથા ચતુરસિંગને હરાવીને સન ૧૮૪૯ માં પંજાબમાં મેળવ્યું.

બમાં જાલંધર, લુધ્યાના, ફીરોજપુર,[1]સોબ્રાઉન, અંબાલા, સ્થાનેશ્વર[2] ને સરહિંદ[3] શહેરો છે. **ભાગ**—અંગરેજી મૂલકના ૪ ભાગ કર્યાછે:—૧ દિલ્હી જીલ્લો. ૨ સીમલાનો પહાડી મૂલક. ૩ જાલંધર દોઆબ ને કાંગડાનો મૂલક. ૪ લાહોર, અમૃતસર, પેશાવર ને મુલતાનની આસપાસનો મૂલક. **દેશી રાજ્ય**—**કાશ્મીર** એ રજપુતનું રાજ્ય છે. તેની રાજધાની કાશ્મીર કે શ્રીનગર એ જેલમ નદીપર છે. અકબરે એ સન ૧૫૮૬માં લીધું હતું. લાડક કે લ્હે એ સિંધુ નદીપર છે. ૨ **ભાવલપુર** એ નવાબનું રાજ્ય છે. ૩ **પત્યાલા** એ શીખ લોકોનું રાજ્ય છે. **સંસ્થાનો**—ઝીંદ, નભા, ફરીદકોટ, કપરથલા ને કલશીઆ એ પાંચે શીખ લોકોનાં સંસ્થાન છે.

૬ **મધ્ય પ્રાંત**——એ મદ્રાસ ઇલાકા તથા બંગાળા પ્રાંતની પશ્ચિમમાં છે. **મુખ્ય શહેરો**—**નાગપુર** એ આ પ્રાંતની રાજધાની રેશમી ધોતીજોટા સારૂ પ્રખ્યાત છે. અહીં જનરલ ડોવેટને આપા સાહેબને સન ૧૮૧૭માં હરાવ્યો ત્યારથી તે અંગરેજોને મળ્યું છે.

---

૧ **સોબ્રાઉન**—એ ફીરોજપુરની ઉત્તરે છે. ત્યાં લોર્ડ હાર્ડીંગે શીખ સરદાર તેજશિંગ તથા શ્યામસિંગને સન ૧૮૪૬ માં હરાવ્યા.

૨ **સ્થાનેશ્વર**—એ અંબાલાની દક્ષિણે જમનાં પર છે. એનું પ્રસિદ્ધ દેરૂં મહમદ ગીજનીએ હિંદપર છઠ્ઠી સ્વારી કરી ૧૦૧૪ માં લૂટ્યું. પૃથુરાજે સન ૧૧૯૧ માં શાહબુદ્દીનને હરાવ્યો. શાહબુદ્દીન ગોરીએ પૃથુરાજને સન ૧૧૯૩ માં હરાવ્યો.

૩ **સરહિંદ**—એ સ્થાનેશ્વરની ઉત્તરે છે. અહીં મોગલોએ અહમદશાહ અબદલીને સન ૧૭૪૮ માં હરાવ્યો.

જબ્બલપુર એમાં આરસના ડુંગર તથા કોલસાની ખાણો છે. કામ્તી તથા સાગરમાં લશ્કરી છાવણી છે. સંબલપુર એ પૂર્વમાં મહી નદીપર અને બરા-નપુર એ પશ્ચિમમાં તાપી નદીપર છે. સિવાય હીંગ-ણઘાટ, દમોહ, ચંદા, નરસીંગપુર, હુસંગાબાદ, વીલા-સપુર ને ખંડવા છે. **પર્વત**—સાતપુડા ને વિંધ્યા-ચળ છે. **નદીઓ**—નર્મદા, તાપી, મહા, વર્ધા ને પ્રાણહીતા છે.

૭ **આસામપ્રાંત**—એ બંગાળા પ્રાંતની પૂર્વ તથા ઉત્તરમાં છે. બ્રહ્મીલોક તથા અંગરેજ લોકને લઢાઇ થઇ તેની સલાહમાં આ દેશ સન ૧૮૨૬માં અંગરેજને મળ્યો. **મુખ્ય શહેર**—ગૌહુત્તી એ રાજધાની બ્રહ્મપુત્રાપર છે. સિવાયઃ—તેજપુર, સીલહટ ને રંગપુર છે. **પર્વત**—નાગ, ખાસ્યા ને ગારો છે. **નદી**—બ્રહ્મપુત્રા એ પૂર્વ પશ્ચિમ ગયેલી છે. આ દેશનાં ચેરાપુંજીમાં ૫૨૨ ઇંચ વરસાદ પડેછે. એટલો વરસાદ પૃથ્વીના બીજા કોઇ પણ ભાગપર પડતો નથી.

૮ **બ્રહ્મદેશ**—એ આસામ પ્રાંતની દક્ષિણે તથા હિંદી ચીનની પશ્ચિમે છે. એ જુદો દેશ હતો. તેને સન ૧૮૮૫માં હિંદુસ્તાન દેશ સાથે જોડી દીધો છે. **મુખ્ય શહેર**—માંડલે એ રાજધાની ઇરાવતીપર છે. એની ઉત્તરે **માકસોબા** તથા દક્ષિણે **અમરપુર** ને **આવા** એ તેની આગલી રાજધાની પણ ઇરાવતી નદીપર છે. **આરાકાન**[1] એ આરાકાન પ્રાંતનું મુખ્ય શહેર છે. **રંગુન**[2] એ રંગુન

---

૧ આરાકાન—એ પ્રાંત બ્રહ્મી લોક સાથેની લઢાઇમાં અંગરેજોએ સન ૧૮૨૫–૨૬માં જીતી લીધો હતો.

૨ **રંગુન**—મહમુદ બહાદુરશાહ ૧૮૫૭ ના બળવામાં સામેલ હોવાથી તેને અંગરેજોએ અહીં કેદમાં રાખ્યો હતો. તે સન ૧૮૬૨માં મરણ પામ્યો.

નદીપર ચોખા તથા ઇમારતી લાકડાં સારૂ પ્રસિદ્ધ છે. પેગુ[1] એ પેગુ પ્રાંતની આગલી રાજધાની પેગુ નદીપર છે. સિવાય એ પ્રાંતમાં પ્રોમ, દોનાબ્યુ ને ડલહોસી શહેર છે. મોલેમીન, માર્ટાબાન, મર્ગિ ને તેનાસરીમ એ તેનાસરીમ પ્રાંતનાં મુખ્ય શહેર છે. અખાત-માર્ટાબાનનો એ પશ્ચિમે છે. ભૂશિર-નિગ્રેસ એ પેગુની નૈરૂત્યમાં છે. પર્વત-યોમા છે. નદીઓ-ઇરાવતી, સીતાંગ ને તેનાસરીમ છે. ઈરાવતીની ખીણમાં કલાઈની ખાણો તથા કેરોશીન (ગ્યાસલેટ)ના ઝરા છે.

૯ મહિસુર તથા કુર્ગ પ્રાંત-એ મદ્રાસ ઇલાકાથી ચોબાજુ ઘેરાયલોછે. મુખ્ય શહેરો-મહિસુર એ મહિસુર પ્રાંતની રાજધાની છે. અને મર્કારા એ કુર્ગ પ્રાંતની રાજધાની છે. એ પ્રાંત સન ૧૮૩૪માં અંગરેજને મળ્યોછે. શ્રીરંગપટ્ટણ એ કાવેરી નદી પર હૈદર ને ટીપુની રાજધાની હતી. તેપર અંગરેજે હુમલો કરી ટીપુને મારી સન ૧૭૯૯ માં તે લઇ લીધું. સિવાય બેંગ્લોર, હુબ્લીહરપર ને કોલાર છે. પર્વત—પૂર્વ પશ્ચિમઘાટ ને નંદીદુર્ગ છે. નદીઓ-કાવેરી, તુંગભદ્રા ને પલાર છે.

૧૦ હૈદરાબાદ તથા વરાડ (બીરાર) પ્રાંત-એ મુંબઇ ઇલાકાના પૂર્વ તથા મદ્રાસ ઇલાકાના ઉત્તર સીમાડાપર છે. મુખ્ય શહેરો—હૈદરાબાદ એ મુશી નદીપર નિઝામ સરકારની રાજધાની છે. ઉમરાવતી એ બીરારનું મુખ્ય શહેર રૂના વેપારસારૂ પ્રખ્યાત છે. આર્ગામ એમાં જેનરલ વેલેસ્લીએ સિંધિયા તથા

---

[1] પેગુ—એ પ્રાંત અંગરેજ સરકારે બ્રહ્મી સરકાર પાસેથી સન ૧૮૫૨ માં જીતી લીધો હતો.

ભોંસલેને સન ૧૮૦૩માં હરાવ્યા હતા. બીદર એ માંજરા નદીપર સોના રૂપાની કારીગરી વાળાં પીત્તળનાં વાસણુ સારૂ વખણાય છે. ગોવળકોંડા એ હીરાની ખાણુ સારૂ પ્રખ્યાત છે. ઈલોરા એ ગુફાને કોતરી કાઢેલાં દેરાં સારૂ પ્રખ્યાત છે. સિવાય–સિકંદરાબાદ, ઇલીચપુર, ઔરંગાબાદ, આકોલા, ખાનગામ, દોલતાબાદ, જાલના ને પૈઠણ[1] છે. પર્વત–સાતપુડાનો છે. નદીઓ–તાપી, ગોદાવરી, માંજરા, પેનગંગા ને પૂર્ણા છે.

૧૧ મધ્યહિંદ એજન્સિ––એ હિંદુસ્તાનના મધ્ય ભાગે છે. મુખ્ય ભાગ–(૧) ઉત્તરે ગ્વાલીઅર અને પ્રાચીન માળવાનો ભાગ. એમાં મુખ્ય સિંધીઆ, હોલ્કર ને ભોપાળનાં રાજ્ય છે. (૨) પૂર્વે બુંદેલખંડ ને રેવા. એમાં બુંદેલખંડનાં કેટલાંક સંસ્થાનો અને રેવાનું મોટું રાજ્ય છે. મુખ્ય શહેરો—ગ્વાલીઅર એ સિંધીઆના રાજ્યની; ઇંદોર એ હોલ્કરના રાજ્યની; ભોપાળ એ ભોપાળના રાજ્યની; અને રેવા એ રજપુત રાજ્યની રાજધાનીનાં મુખ્ય શહેર છે. મહુ ને નીમચમાં લશ્કરી છાવણી છે. સિવાય[2] ઉજ્જન,

---

[1] પૈઠણ–એ ગોદાવરી નદીપર શાલિવહાન રાજાની રાજધાની હતી. એણે ઇ. સ. ૭૮માં પોતાનો શાલિવહાન નામે સક ચલાવ્યો છે; જે હાલ પણ દક્ષિણ હિંદમાં ચાલે છે.

[2] ઉજ્જન–એ ઇંદોરની ઉત્તરે ક્ષીપ્રા નદીપર ઇ. સ. પૂર્વે ૫૬માં વિક્રમાજીતની રાજધાની હતી. એણે એ વર્ષથી પોતાનો વિક્રમ સંવત્ ચલાવ્યોછે. જે હાલ પણ મધ્ય હિંદુસ્તાનમાં ચાલેછે. અહીં ઔરંગજેબે તથા મુરાદે જસવંતસિંગને સન ૧૬૫૭માં હરાવ્યો વળી જસવતરાવ હોલ્કરે બીજા બાજીરાવ તથા દોલતરાવ સિંધિયાને સન ૧૮૦૧માં હરાવ્યા.

ધારાનગરી,[1] રતલામ, જાવરા, લશ્કર, મંદેસર,[2] ચંદેરી, પન્ના, તહેરી ને મંડળેશ્વર છે. પર્વત–વિંધ્યાદ્રિ છે. નદીઓ–નર્મદા, બતવા, સોન, સિંધ ને ચંબલ છે.

૧૨રજપુત સંસ્થાનો—એ ગૂજરાતની ઉત્તરે ને પંજાબ ઇલાકા તથા સતલજ નદીની દક્ષિણમાં છે. મુખ્ય શહેરો—અજમેર એ અંગરેજને સન ૧૮૧૮ માં મળ્યું. ઉદેપુર પ્રતાપસિંહે વસાવ્યું છે. ચીતોડ, જયપુર, જોધપુર, ભરતપુર, નશીરાબાદ, શિરોહી, આબુ, ઝાલરાપટ્ટણ, નાથદ્વાર ને પુષ્કરજી છે. પર્વત–આબુ ને અરવલીના છે. રણ–જેસલમીર ને મારવાડનાં છે. સરોવર—સાંબરનું એ ખારૂં છે ને ઢેબરનું એ મીઠું છે. નદીઓ—મહી, સાબરમતી, લુણી, બનાસ ને ચંબલ છે. એમાં ૧૮ દેશી સંસ્થાનો આ પ્રમાણે છે:–રજપુત સંસ્થાનો–ઉત્તરમાં ૧ વિકાનેર, ૨ અલવર; પૂર્વમાં ૩ કિશનગઢ, ૪ જયપુર, ૫ કિરોલી; દક્ષિણમાં ૬ બુંદી, ૭ કોટા, ૮ ઝાલાવાડ, ૯ વાંસવાડા, ૧૦ પ્રતાપગઢ, ૧૧ ડુંગરપુર, ૧૨ મેવાડ (ઉદેપુર) ૧૩ શિરોહી; પશ્ચિમમાં૧૪ મારવાડ (જોધપુર), ૧૫ જેસલમીર. જાટ સંસ્થાનો–પૂર્વમાં ૧૬ ભરતપુર, ૧૭ ધોળપુર. મુસલમાની સંસ્થાન–૧૮ ટોંક એ પૂર્વમા છે.

૧૩સ્વતંત્ર પહાડી રાજયો—એ ઉત્તરમાં છે. એમાં મુખ્ય નેપાળ, ભુતાન ને નાનાં રાજ્યમાં મણિપુર છે. મુખ્ય [illegible] સીટયુડન એ ભુતાનની રાજધાની છે. અને મણિપુર એ મણિપુરની રાજધાની છે. સિવાય:–સીકીમ, ગુ-

---

૧ ધારાનગરી–એ ભોજરાજાની રાજધાની હતી.

૨ મંદેસર–એ ચંબલ નદીપર છે. ત્યાં હુમાયુએ બહાદુર શાહને સન ૧૫૩૪માં હરાવ્યો હતો.

રખા, મકવાનપુર[1] ને જનકપુર છે. **પર્વત**—હિમાલય તથા તેનાં ઊંચામાં ઊંચાં શિખર એવરેસ્ટ (ગૌરી-શંકર), ધવલગિરી ને કોચીનગંગા એ આ દેશમાં છે. **નદીઓ**—કુશી, ગંડકી ને સરયુ અથવા ગોગ્રા છે.

૧૪ પોર્તુગીઝ તથા ફ્રેંચ **સંસ્થાનો**—પોર્તુગીઝનાં સાવંતવાડીની દક્ષિણે ગોવા, સુરતની દક્ષિણે દમણ અને કાઠીઆવાડની દક્ષિણે દીવ એ ત્રણ છે. એની રાજધાનીના મુખ્ય શહેર ગોવામાં તેમનો ગવર્નર રહે છે. ફ્રેંચ સંસ્થાનની રાજધાનીનું મુખ્ય શહેર પાંડીચરી[2] એ મદ્રાસની દક્ષિણે છે. તેમાં તેમનો ગવર્નર રહેછે. ૨ ગોદાવરીના મુખપર **યાનાન**. ૩ કારોમંડળ કોસ્ટાપર **કારીકલ**. ૪ મલબાર કોસ્ટાપર **માહી**. એ ચારે મદ્રાસ ઇલાકામાં છે. ૫ **ચંદ્રનગર** એ બંગાળામાં કલકત્તાની ઉત્તરે છે.

---

**ખાસ**કરીને વખણાતાં શહેરો વગેરે—ચોખા તથા સાગ સારૂ રંગુન; સોપારી સારૂ માંગલોર; તંબાકુ ને અફીણ સારૂ માળવા; ઘઉં સારૂ બાલ, માળવા ને ખંડવા; ખાંડ સારૂ કાશી તથા બંગાળા; ગળી સારૂ પટના; રેશમ સારૂ મુર્શીદાબાદ; મીઠા સારૂ ઓઢીઆ; રૂ સારૂ ઉમરાવતી, આકોલા ને ખંડવા; લાકડાં, નાળીએર ને મરી સારૂ મલબાર તથા કલીકટ; એળચી, મરી ને ગુંદ સારૂ કુર્ગ

---

[1] [illegible] ગુરખા લોકોને સન ૧૮૧૬માં હરાવ્યા હતા.

[2] પાંડીચરી—એ ફ્રેંચ લોકોએ બીજાપુરના રાજા પાસેથી સન ૧૬૭૪માં વેચાતું લઇ તેમાં કોટ કિલ્લા બાંધ્યા. વળી તેમણે સન ૧૬૮૮માં ચંદ્રનગરમાં ને સન ૧૭૨૫માં માહીમાં ને પછીથી કારીકલમાં કોઠીઓ સ્થાપી.

ને ત્રાવણકોર; ઉંટ સારૂ મારવાડ; સાંઢણીઓ સારૂ વિકાનેર; હાથી, ગેંડા ને ભેંસો સારૂ આસામ; ચા સારૂ હિમાલય વખણાય છે.

મુખ્ય પેદાસ—મીઠું, ખાર, કોયલા, લોઢું, ત્રાંબુ, રૂપુ, સોનું, મોતી, હીરા, રત્નાદિની ખનીજ પેદાસ; તથા ગાય, ઘી, બળદ, ભેંસ, પાડા, બકરાં, ઘોડા, હાથી, હાથીદાંત, ઉન, ચામડાં, રીંછ, ઉંટ, હરણ, વાઘ, વરૂ, સિંહ, ગેન્ડા ને કુતરાદિ જાનવરી પેદાસ તથા કંદમૂળ, શાકભાજી, મરી, એળચી, જાયફળ, તજ, લવીંગ, હરડાં, સોપારી, નાળીએર, શેરડી, ગોળ, ખાંડ, ગળી, ભીંડી, કાથો, તંબાકુ, અફીણ, ગુંદર, રબર, લાખ, શણ, રૂ, ચા, કાફી, દેવદાર, ઓક, સાગ, સીસમ, સુખડ, વાંસ, તાડ, બાવળ, આંબો, આંબલી, મહુડો વગેરે વનસ્પતિ આદિ પેદાસ; તથા ઘઉં, ચોખા, તલ, અળસી, બાજરી, જુવાર, કઠોળ વગેરે સઘળા પ્રકારનાં ધાન્યાદિની પેદાસ પણ આ દેશમાં પુષ્કળ થાયછે.

ખનીજસારૂ વખણાતાં શહેરો વગેરે—હીરા, રત્ન, સોના સારૂ બુદેલખંડ, પંજાબ, મહિસુર, જયપુર; કોયલા સારૂ જબલપુર, વરાડ, રાણીગંજ, છોટાનાગપુર; સિંધવ સારૂ રજપુતાના ને પંજાબ; પના ને હીરા સારૂ ગોવળકોંડા, જાલના તથા તેહરી; લોઢા સારૂ ઓઢીઆ વખણાય છે.

હુન્નરસારૂ વખણાતાં શહેરો વગેરે—ઉનનાં વસ્ત્ર ને સાલ સારૂ કાશ્મીર, મુલતાન ને લુધીઆના; રેશમી ધોતીજોટા સારૂ અમદાવાદ ને નાગપુર; દુપટ્ટા સારૂ બનારસ ને ચંદેરી; રેશમી કાપડ સારૂ અમદાવાદ, અમૃતસર ને મુર્શીદાબાદ; પીતાંબર તથા લોટા સારૂ કાશી; સીંગડાંની બનાવટ સારૂ વિશાગાપટ્ટણ, શેત્રંજી સારૂ આગ્રા ને ઇલોરા; ગાલીચા સારૂ મીરજાપુર; કસબી લુગડાં સારૂ પટના; તરવાર સારૂ શિરોહી; બાંધણી તથા ચિત્ર સારૂ જયપુર વખણાય છે.

# હિંદની મુખ્ય નદીઓ તથા તેપરનાં શાહેરો.

નદીઓ. શાહેરો.

બ્રહ્મપુત્રા—ગોહત્તી, તેજપુર, ઢાકા, જમાલપુર, વિશ્વનાથ.
હુગલી—કલકત્તા, શ્રીરામપુર.
ગોગ્રા—અયોધ્યા, અકબરપુર, સલીમપુર, ફૈઝાબાદ.
ગોમતી—લખનોર.
ભાગીર્થી—પટણા, મોંગીર, મુર્શીદાબાદ, ભાગલપુર.
ગંગા—બદ્રીનાથ, હરદ્વાર, પ્રયાગ, કાશી, કનોજ, કાનપુર.
જમના—પાનીપત, દિલ્લી, આગ્રા, ગોકુલ ને મથુરાં.
સિંધુ—લાડક, પેશાવર, અટક, કાલાબાગ, દેરાઇસ્માઇલખાન, દેરાગાઝીખાન, મીથનકોટ, હૈદરાબાદ, કરાંચી, ટઠા, શિકારપુર, સક્કર, બક્કર ને રોરી.
સતલજ—સીમલા, લુધ્યાના, ફીરોઝપુર, ભાવલપુર.
બનાસ—ડીસા, રાધણપુર.
ભાદર—જસદણ, કુતીઆણા, જેતપુર ને નવીબંદર.
શેત્રુંજી—ધારી, પાલીતાણા ને તળાજા.
સાબરમતી—અમદાવાદ, પેથાપુર ને સાદરા.
વાત્રક—માંડવા, આતરસુંબા, મહેમદાવાદ ને ખેડા.
મહી—લુણાવાડા ને ખંભાત.
નર્મદા—જબલપુર, મંડળેશ્વર, નાંદોદ, ચાંણોદ, ભરૂચ.
તાપી—બરાનપુર, ઇલીચપુર, ભુશાવલ, સુરત, રાંદેર.
ગોદાવરી—નાશક, પૈઠણ, આરંગાબાદ, રાજમંદ્રી, યાનાન.
કૃષ્ણા—કન્હાડ, મચ્છલીપટ્ટણ, સાંગલી, મીરજ, જમખંડી.
કાવેરી—શ્રીરંગપટ્ટણ, ત્રીચીનોપલી, ત્રાંકવીબાર ને તંજાવર.
મહાનદી—સંબલપુર, કટક ને જગન્નાથપુરી.
ઇરાવતી—માંડલે, રંગુન, અમરપુર ને આવા.



## હિંદની મુખ્ય નદીઓનાં મૂળ તથા મુખ વગેરે.

| નદીઓ. | ક્યાંથી નીકળેછે. | કોને મળેછે. | લાંબી મેલ. | કયા કયા દેશમાં વહેછે. |
| --- | --- | --- | --- | --- |
| સિંધુ | હિમાલય પર્વતમાંથી | અરબીસમુદ્રને | ૧૮૦૦ | આસામ, બંગાળા ને સિંધમાં. |
| બ્રહ્મપુત્રા | " | બંગાળાના | ૧૮૦૦ | કાશ્મીર, પંજાબ ને સિંધમાં. |
| ગંગા | " | ઉપસાગરને | ૧૫૧૪ | વાયવ્યપ્રાંત ને બંગાળામાં. |
| ગોદાવરી | સહ્યાદ્રિ પર્વતમાંથી | " | ૮૯૮ | મહારાષ્ટ્ર ને ઉત્તરસરકારમાં. |
| કૃષ્ણા | " | " | ૮૦૦ | મહારાષ્ટ્ર ને ઉત્તરસરકારમાં. |
| મહાનદી | બસ્તરના ડુંગરમાંથી | " | ૫૨૦ | મધ્યપ્રાંતો ને ઓઢીઆમાં. |
| કાવેરી | સહ્યાદ્રિ પર્વતમાંથી | " | ૪૭૨ | મહિસુર ને કર્ણાટક પ્રાંતમાં. |
| નર્મદા | સાતપુડાપર્વતમાંથી | ખંભાતના | ૮૦૦ | મધ્યપ્રાંત ને ભોપાળ વગેરેમાં. |
| તાપી | સાતપુડાપર્વતમાંથી | અખાતને | ૪૪૧ | મધ્યપ્રાંત ને ગૂજરાતમાં. |
| મહી | માળવાના ડુંગરમાંથી | " | ૩૫૦ | માળવા ને ગૂજરાતમાં. |
| સાબરમતી | મેવાડના ડુંગરમાંથી | " | ૨૦૦ | ગૂજરાતમાં. |
| ભાદર | મદાવનના ડુંગરમાંથી | " | | કાઠીઆવાડમાં. |

## હિંદુસ્તાનમાં નદીએ નદીઓનો મેળાપ.

ગંગામાં–યમુના, ગોમતી, ગોગ્રા, ગંડકી, કુશી, રાપતી, ભોગાવતી, રામગંગા, મહાનદી એ ઉત્તરભણીથી ને દક્ષિણ ભણીથી તાનસી, કર્મનાશા, શોણ ને સુવર્ણભદ્ર મળેછે.

જમનામાં–તાનસી, ચંબલા, સિંધ, બતવા ને કેન મળેછે.

સિંધુમાં–કાબુલ, જેલમ, ચીનાબ, રાવી, બીઆસ ને સતલજ મળેછે.

સાબરમતીમાં–વાત્રક, હાથમતી, ભોગાવો ને ખારી મળેછે.

વાત્રકમાં–મેશ્વો, શેઢી ને માજુમ મળેછે.

શેઢીમાં–મહોર ને લુણી મળેછે.

ઢાઢરમાં–વિશ્વામિત્રી મળેછે.

નર્મદામાં–ઉમરાવતી અને ઓર મળેછે.

તાપીમાં–પૂર્ણા, પાંજરા ને ગીરણા મળેછે.

ગોદાવરીમાં–પ્રાણહિતા, પેઇનગંગા, વર્ધા, પૂર્ણા એ ઉત્તરથી અને માંજરા તથા પ્રવરા એ દક્ષિણભણીથી મળેછે.

કૃષ્ણામાં–વેણા, કોયના, વાર્ણા, પંચગંગા, ઘટપ્રભા, મલપ્રભા, તુંગભદ્રા, ભીમા ને મુશી મળેછે.

કાવેરીમાં–અંબીકા, હિનવતી ને ભવાની મળેછે.

ભીમામાં–સીના, નીરા ને મૂળામુઠા મળેછે.

## સમુદ્ર તથા અખાત વગેરેમાં મળનારી હિંદની નદીઓ.

અરબીસમુદ્રમાં–સિંધુ, બાદર ને દમણગંગા મળેછે.

કચ્છનારણમાં–બનાસ, સરસ્વતી, ફુલકુ ને મચ્છુ મળેછે.

કચ્છના અખાતમાં–આજી નદી મળેછે.

ખંબાતના અખાતમાં–સાબરમતી, મહી, ઢાઢર, કીમ, નર્મદા, તાપી ને શેત્રુંજી મળેછે.

બંગાળાના ઉપસાગરમાં–બ્રહ્મપુત્રા, ઇરાવતી, હુગલી, ગંગા, મહાનદી, ગોદાવરી, કૃષ્ણા, કાવેરી, પનાર ને પલાર મળેછે.

# પૃથ્વીના મુખ્ય ભાગ.

પૃથ્વી ગોળ હોવાથી તેના બે ભાગ પડયા છે. તેમાંના એકને પૂર્વગોળાર્દ્ધ અથવા ઉત્તરગોળાર્દ્ધ કહેછે; અને બીજાને પશ્ચિમગોળાર્દ્ધ અથવા દક્ષિણગોળાર્દ્ધ કહેછે. વળી પૂર્વગોળાર્દ્ધ ને પૂર્વ કે જુનો મહાદ્વીપ તથા પશ્ચિમગોળાર્દ્ધને પશ્ચિમ કે નવો મહાદ્વીપ કહેછે. નવા મહાદ્વીપ કરતાં જુના મહાદ્વીપમાં જમીન વધારે છે. એ બંને મહાદ્વીપમાં જે જમીન છે તેને પાંચ ભાગમાં વહેંચીને પ્રત્યેક ભાગને જેમ ખંડ કહેછે, તેમ તે માંહેના પાણીના પણ પાંચ ભાગ કલ્પી પ્રત્યેક ભાગનેં મહાસાગર કહેછે. પૂર્વ મહાદ્વીપમાં એશિઆ, યુરોપ અને આફ્રિકા એ ત્રણ ખંડ છે. તેને જુની ભૂમિ કહેછે કેમકે અસલથી જ એકબીજા ખંડના રહેવાસીઓને તેની ખબર છે. પશ્ચિમ મહાદ્વીપમાં (ઉત્તર તથા દક્ષિણ) અમેરિકા એ એક જ ખંડ છે. તેને નવી ભૂમિ કહેછે. કેમકે જીનોઆ શહેરના કોલંબસ નામના વહાણવટીએ સન ૧૪૯૨માં સ્પેન દેશના રાજાની સહાયતાએ આજથી ચારસો વરસપર તેને શોધી કાઢયો હતો. એ ચાર ખંડ સિવાય અમેરિકાનો શોધ થયા પછી પાંચમો ખંડ માલમ પડયોછે તેને આસ્ટ્રેલિઆ અથવા ઓશિયાનિયા કહેછે. તે પાસિફિકમહાસાગરના સઘળા બેટ મળીને થયેલો છે. એ એશિઆ ખંડની અગ્નિકોણમાં છે. એને કેટલાક ત્રીજો મહાદ્વીપ પણ કહેછે. એ પ્રમાણે સઘળા મળીને પૃથ્વીપર પાંચ ખંડ છે.

## મહાસાગર.

પૃથ્વીપરનું સઘળું ખારૂં પાણી એકાકાર છે માટે વાસ્તવિક જોતાં તે એક જ મહાસાગર છે અને તેથી સઘળી જમીન ઘેરાયલી છે. પરંતુ વર્ણન કરવાની સરળતાના

સબબથી તેના પાંચ ભાગ કલ્પેલા છે. તેના પ્રત્યેક ભાગને મહાસાગર કહેછે. તે નીચે પ્રમાણે આવેલા છે:-

(૧)પાસિફિક—એ અમેરિકા ને એશિઆની વચ્ચે છે. તે ઘણું કરીને શાંત માલમ પડેછે તેથી તેને પાસિફિકમહાસાગર કહેછે. તે સર્વથી મોટો છે. પૃથ્વીની સપાટીપર જેટલી જમીન છે તે કરતાં પણ તેનો વિસ્તાર બોહોળો છે.

(૨)આટલાન્ટિક—એ અમેરિકાની પૂર્વે ને યુરોપ તથા આફ્રિકા ખંડની પશ્ચિમે છે. તે આટલાસ પર્વતની પાસે હોવાથી તેને આટલાન્ટિકમહાસાગર કહેછે.

(૩)હિંદી—એ એશિઆ ખંડની દક્ષિણેં છે. તે હિંદુસ્તાન દેશની પાસે હોવાથી તેને હિંદીમહાસાગર કહેછે.

(૪)ઉત્તર—એ ઉત્તરધ્રુવની આસપાસ છે. તે ઉત્તરમાં હોવાથી તેને ઉત્તરમહાસાગર કહેછે.

(૫)દક્ષિણ—એ દક્ષિણધ્રુવની આસપાસ છે. તે દક્ષિણમાં હોવાથી તેને દક્ષિણમહાસાગર કહેછે.



# એશિઆ ખંડ.

**સીમા**—પૂર્વગોળાર્દ્ધમાં એશિઆ એ પાંચે ખંડમાં મોટો છે. એની ઉત્તરે ઉત્તરમહાસાગર; પશ્ચિમે યુરલપર્વત, યુરલ નદી, કારપીઅનસમુદ્ર, કોકેસસપર્વત, કાળોસમુદ્ર, ભૂમધ્ય સમુદ્ર, રાતોસમુદ્ર અને સ્વેજની નહેર; દક્ષિણે હિંદી મહાસાગર અને પૂર્વે પાસિફિકમહાસાગર છે.

**વિસ્તાર**—એશિઆખંડની ઉત્તર દક્ષિણ લંબાઇ સુમારે ૫૩૦૦ મૈલ અને પૂર્વ પશ્ચિમ પહોળાઇ ૫૬૦૦ મૈલ છે. એનું ક્ષેત્રફળ પોણાપાંચ કરોડ ચોરસ મૈલ છે.

**વસ્તી**—એશિઆખંડના લોકોની સંખ્યા સુમારે પોણો અબજ છે.

**બેટ**—સૈબિર્યાની ઉત્તરે લીઆકોવ ને રેંગલલેન્ડ એ ઉત્તર મહાસાગરમાં; એશિઆની પશ્ચિમે સૈપ્રસ, કોસ ને રોહોડસ એ ભૂમધ્યસમુદ્રમાં; અર્બસ્તાનની પૂર્વે બાહ્રેરીન; ઇરાનની ઉત્તરે કર્ક ને દક્ષિણે ઓર્મઝ તથા કિસ્મ એ ઇરાની અખાતમાં; મલાકાની પશ્ચિમે પીનાંગ અને દક્ષિણે સીંગાપુર એ મલાકાની સામુદ્રધુનીમાં; હિંદુસ્તાનની પશ્ચિમે સાષ્ટી ને મુંબઈ, નૈરૃત્યમાં માલદ્વીપ ને લક્ષદ્વીપ અને દક્ષિણે રામેશ્વર તથા શીલોન એ સઘળા હિંદીમહાસાગરમાં; બરમાની નૈરૃત્યે આન્ડામાન, નિકોબાર ને મર્ગિવે એ બંગાળાના ઉપસાગરમાં; આ ખંડની અગ્નિદક્ષિણમાં શુમાત્રા, જાવા, બોર્નિઓ, ફિલિપાઇન, સૂલૂ, સંદા, સેલિબિસ, મસાલાના ને જાપાનબેટો; ચીનની દક્ષિણે હૈનાન, મકાઉ, હોંકકોંગ; પૂર્વે ફારમોસા ને ઈશાને લૂચૂ; તાર્તરીના અખાત અને ઓકોટસ્કના સમુદ્ર વચ્ચે સઘેલીઅન; આ ખંડની ઇશાને કયુરાઈલ ને એલ્યુશન એ સર્વ પાસિફિકમહાસાગરમાં છે.

દ્વીપકલ્પ—એશિઆની પશ્ચિમે એશિઆમેનર એ કાળા ને ભૂમધ્યસમુદ્ર વચ્ચે; દક્ષિણે હિંદુસ્તાન એ અરબી સમુદ્ર ને બંગાળાના ઉપસાગર વચ્ચે; અર્બસ્તાન એ રાતા ને અરબીસમુદ્ર વચ્ચે; મલાકા એ બંગાળાના ઉપસાગર ને સીઆમના અખાત વચ્ચે; પૂર્વે કોરીઆ એ પીળા ને જાપાનીસમુદ્રની વચ્ચે; ને સૈબિર્યાની પૂર્વે કામસચાટકા એ ઓકોતસ્ક ને કામસચાટકાનાસમુદ્ર વચ્ચે છે.

ભૂશિર—એશિઆની ઉત્તરે સીવરો; સૈબિર્યાની ઈશાને પૂર્વ; કામસચાટકાની દક્ષિણે લોપાટકા; જાપાનની પૂર્વે કીંગ; બ્રહ્મદેશની દક્ષિણે રોમાનિયા ને કાંબોજ; તથા પશ્ચિમે નિગ્રેસ; હિંદુસ્તાનની દક્ષિણે કોમોરિન (કન્યાકુમારી) અર્બસ્તાનની અગ્નિકોણમાં રાસઅલહદ; અને ટર્કીઇન એશિઆની વાયવ્યે બાબા ભૂશિર છે.

સંયોગીનહેર—સ્વેજની નહેર. એથી રાતા ને ભૂમધ્યસમુદ્ર તથા એશિઆ અને આફ્રિકાખંડ જોડાયા છે.

સંયોગીભૂમિ—ક્રાની એ સીઆમ ને મલાકાની વચ્ચે છે.

પર્વત—એશિઆની ઉત્તરે આલ્તાઈ, પશ્ચિમે આરારાટ, તૌરસ, લિબનાન ને સિનાઅ; સૈબિર્યાની પશ્ચિમે યુરલ; પૂર્વ તુર્કસ્તાનમાં થીઆનશાન; ચીનમાં પેલિંગ, યૂનલિંગ ને નાનલિંગ; અફ્ગાનીસ્તાનની ઉત્તરે હિંદુકુશ; કાશ્મીરની ઉત્તરે કારાકોરમ; હિંદુસ્તાનની ઉત્તરે હિમાલય; પશ્ચિમમાં હાલા, મધ્યમાં વિંધ્યાદ્રિ ને સાતપુડા તથા દક્ષિણે સંહ્યાદ્રિ છે.

જ્વાળામુખી પર્વત–કલીયુચેવસ્ક એ કામશ્ચાટકામાં છે.

મહાસાગર–પૂર્વમાં પાસિફિક ને દક્ષિણમાં હિંદી મહાસાગર છે.

સમુદ્ર–અર્બસ્તાનની પશ્ચિમમાં રાતોસમુદ્ર; હિંદુસ્તાન અને અર્બસ્તાનની વચ્ચે અરબીસમુદ્ર; ચીનની

દક્ષિણમાં ચીનાઈસમુદ્ર; કોરીઆ તથા ચીનની વચ્ચે પાળોસમુદ્ર; કામસચાટકા ને સૈબિર્યાની વચ્ચે ઓકોટસ્ક સમુદ્ર; કામસચાટકાની પૂર્વમાં કામસચાટકાસમુદ્ર; ઇરાનની ઉત્તરે કાસ્પિઅનસમુદ્ર; તુર્કસ્તાનની ઉત્તરમાં કાળોસમુદ્ર; એશિઆમૈનરની વાયવ્યમાં મારમોરા તથા આર્કિપેલેગોનાસમુદ્ર; અને એશિઆમૈનરની દક્ષિણમાં ભૂમધ્યસમુદ્ર છે.

અખાત–સૈબિર્યાની ઉત્તરે ઓબીનો; અર્બસ્તાનની દક્ષિણે એડનનો; અર્બસ્તાન ને ઇરાનની વચ્ચે ઈરાનનો; હિંદુસ્તાનની પૂર્વે બંગાળાનો (ઉપસાગર); બ્રહ્મદેશની પશ્ચિમમાં માર્ટાબાનનો; અને સીઆમની દક્ષિણે સીઆમનો અખાત છે.

સામુદ્રધુની–એશિઆ તથા ઉત્તરઅમેરિકાની વચ્ચે બહેરીંગની તે ઉત્તરમહાસાગર તથા પાસિફિકમહાસાગરને જોડે છે; બોસ્પરસની એ કાળા અને મારમોરાના સમુદ્રને જોડે છે; ડાર્ડેનલ્સની એ આર્કિપેલેગો અને મારમોરાના સમુદ્રને જોડે છે; બાબલમાંડબની એ રાતા સમુદ્ર અને હિંદીમહાસાગરને જોડે છે; ઓર્મઝની એ ઓમાનના અખાત ને ઇરાની અખાતને જોડે છે; પાકની એ હિંદુસ્તાન ને સિંહલદ્વીપની વચ્ચે; મલાકા ને સુમાત્રાની વચ્ચે મલાકાની તે પાસિફિક ને હિંદી મહાસાગરને જોડેછે; સન્ડાની એ સુમાત્રા ને જાવાની વચ્ચે; મકાસરની એ બોર્નિઓને સીલીબીસની વચ્ચે; જાપન ને કોરીઆની વચ્ચે કોરીઆની તે પીળા તથા જાપાનીસમુદ્રને જોડેછે; લેપરૂસની એ યસ્સો ને સઘેલીઅનની વચ્ચે છે.

મુખ્યબંદરો–ટર્કી ઇન એશિઆમાં તેબ્રિઝાંડ ને સાઇનોપ એ કાળાસમુદ્રપર; ચીનાઇ રાજ્યમાં કંતાન એ કંતાન નદીપર, સંગાઈ એ યાંકસેકયાંગ નદીના મુખપર;

અબસ્તાનમાં જીદ્દા એ લાલસમુદ્રપર; એડન એ દક્ષિણમાં ને મસ્કત એ ઓમેનના અખાતપર; ઇરાનમાં બુશાયર એ ઇરાની અખાતપર; જાપાનમાં યોકોહામા એ નિફાનમાં યડો પાસે; અને હિંદુસ્તાનમાં કલકત્તા, મદ્રાસ, પાંડીચરી, કારવાડ, મુંબઈ, ભાવનગર, પોરબંદર ને કરાંચી તથા સિંહલદ્વીપમાં કોલંબો બંદર છે.

મુખ્યશાહેરો—રૂશિઆમાં તોબોલસ્ક, ટિફ્લિસ, ઓકોટસ્ક ને સમરકંદ; ટર્કી ઇન એશિઆમાં સ્મર્ના, અલેપ્પો, દમાસ્કસ, પેલેસ્ટાઇન, બગદાદ, જેરૂસલમ, બસ્રા, ને અર્ઝરૂમ; ચીનાઇરાજ્યમાં પેકીન ને નાનકીન; તાર્તરીમાં બુખારા, યારકંદ, કાસગર ને ખોકંદ; અબસ્તાનમાં મક્કા ને મદીના; ઇરાનમાં તહેરાન, તાબ્રિજ, ઇસ્ફાન ને આસ્રાબાદ; અફ્ગાનીસ્તાનમાં કાબુલ ને ગીજની, બલુચિસ્તાનમાં ખિલાત ને કુવેટા; ટિબેટમાં લાસા; હિંદીચીનમાં બાંકોક, કેશો, હ્યુ ને પેનામ્પીંગ; હિંદુસ્તાનમાં હૈદરાબાદ, લાહોર, દિલ્હી, આગ્રા, લખનોર; પ્રયાગ, કાશી, કલકત્તા, મદ્રાસ, મહીસુર, બેલગામ, પુના ને મુંબઈ; સિંહલદ્વીપમાં કોલંબો અને મલાકાના દ્વીપકલ્પમાં મલાકા છે.

નદીઓ—રૂશિઆમાં યુરલ, ઓબી ને એનીસી; ચીનાઇ રાજ્યમાં પેઇહો, હોઆંગહો ને યાંકુસેકયાંગ; તુર્કસ્તાનમાં આમૂ ને સિહૂન; ટર્કી ઇન એશિઆમાં યુફ્રેતીસ ને તાઇગ્રીસ; અફ્ગાનીસ્તાનમાં કાબુલ ને હેલમંદ; હિંદુસ્તાનમાં બ્રહ્મપુત્રા, સિંધુ, ગંગા, જમના, નર્મદા, તાપી, ગોદાવરી ને કૃષ્ણા; બ્રહ્મદેશમાં ઇરાવતી, સિનાંગ ને સિનામ છે.

સરોવર—સૈબિર્યાની દક્ષિણમાં બૈકલ ને બાલકશ; રૂશિઆઇ તુર્કસ્તાનમાં એરલ; પૂર્વ તુર્કસ્તાનમાં લોબનોર;

ચીનાઇરાજ્યમાં પોયાંગ ને તોંગતિંગ; સિર્યામાં મૃત્ય (ડેડસી); આર્મિન્યામાં ગોકશા ને વાન; અફગાનીસ્તાનમાં હામુન; ઇરાનમાં ઉરૂમિયા તથા બખ્તેગન; અને ટિબેટમાં રાવન, માન, ટેગ્રીનોર ને પાલ્ટી સરોવર છે.

ધર્મસ્થળો—મક્કા એ મુસલમાનોનું; જેરૂસલમ એ ખ્રિસ્ત તથા યાહુદીઓનું અને લાસા એ બોદ્ધ લોકોનું ધર્મસ્થળ છે. સિવાય બીજી કોમનાં પાછળ આવ્યાંછે.

વેપાર વગેરે સારૂ વખણાતાં શહેરો—દારૂ સારૂ સિરાજ; મોતી સારૂ અર્બસ્તાન ને કર્કએટ; કુતરા, ઘોડા, મેવા, ગાલીચા, શેતરંજી, અત્તર, કેશર, આરસ ને પેરાજ સારૂ ઇરાન; ખુન સારૂ મોખા; ઉંટ, સાંઢણીઓ ને ઘોડા સારૂ અર્બસ્તાન; સુતર, રેશમ ને ઉનના વણાટ તથા વાદળી ને પરવાળાં સારૂ સીરિઆ; સોનારૂપા સારૂ આલ્તાઇ ને યુરલ પર્વત; ચા, સાકર, સુતરાઉ કાપડ, રેશમ, મખમલ, સાટીન, સાડી, રમકડાં, ચીનાઇવાસણ, ચલાણાં, રકાબી વગેરે સારૂ ચીન; હીરા, માણેક, મોતી, રૂ, ચામડાં, અળશી, અફીણ, તંબાકુ, ઘઉં, કાચ, સાબુ, વગેરે સારૂ હિંદુસ્તાન; મોતી, હાથી, હાથીદાંત, તજ, મરી વગેરે તેજાના સારૂ સિંહલદ્વીપ વખણાયછે.

દેશ—એશિઆખંડમાં ૧૨ દેશ છે. તેનું દેશવાર વર્ણન નીચે પ્રમાણે છેઃ-

૧ હિંદુસ્તાન—આ દેશનું વર્ણન પ્રથમ કર્યું છે તે જુઓ.

૨ સિંહલદ્વીપ—આ દેશ હિંદુસ્તાનની દક્ષિણમાં છે. એને સિલોન કે લંકા પણ કહેછે. તે પ્રાચીનકાળમાં રાવણની રાજધાની હતી. એ સન ૧૮૧૫ સુધી વલંદા તથા ફ્રેંચને હાથ હતો પણ હાલમાં તો તે ઇંગ્લંડની મહારાણીના તાબામાં છે. એ બેટની રાજધાની કોલંબો પશ્ચિમ કિનારાપર બંદર છે. મધ્યમાં દેશી

રાજ્યની રાજધાનીનું શહેર કાંડી છે. બંદર-ઉત્તરમાં પાઇંટપેદ્રો, ઇશાનમાં ત્રિકોમાલી, દક્ષિણમાં પાઇંટડીગાલ ને વાયવ્યમાં ઓરીશો બંદર છે. બેટ-રવેતબિંદુરામેશ્વર અને મનાર તે પાકની સામુદ્રધુની ને મનારના અખાતની વચ્ચે છે. પર્વત-આદમની ટેકરી, અલીઆ ને પેડ્રોતાલા છે. નદી-મહાવીલી ને કાલાની ગંગા છે.

૩ અફ્ગાનીસ્તાન—આ દેશ ભરતખંડની પશ્ચિમે ને બલુચિસ્તાનની ઉત્તરે છે. એની રાજધાની [૧]કાબુલ એ કાબુલ નદીના કાંઠાપર છે. બીજાં શહેરો—જલાલાબાદ એ કાબુલની પૂર્વમાં કાબુલ નદીપર, ગીજની[૨] એ નૈરૂત્યમાં, કંદહાર[૩] એ હેલ્મંદ નદીની શાખાપર, હિરાટ એ વાયવ્યમાં ને બલ્ક શહેરનું ખંડેર એ ઉત્તરમાં છે. પર્વત-હિંદુકુશ ને પેરોપેમીસીસ એ ઉત્તરમાં છે. સરોવર-હામુન છે. નદી-હેલ્મંદ ને કાબુલ છે.

૪ બલુચિસ્તાન—આ દેશ ભરતખંડની પશ્ચિમે ને અફ્ગાનીસ્તાનની દક્ષિણે છે. એની રાજધાની ખીલાત

---

૧ કાબુલ-એ બાબરે સન ૧૫૦૪માં જીતી લીધું હતું. મેકનોટન સાહેબનું ખૂન સન ૧૮૪૧. જનરલ પાલકની ચઢાઇ સન ૧૮૪૨.

૨ ગીજની-અલપ્તગીને સન ૯૬૨માં રાજ સ્થાપ્યું. અહીંનો બાદશાહ મહમદ ગીજની સન ૧૦૦૧ થી ૧૦૨૪ સુધીમાં હિંદુસ્તાનપર બાર સ્વારી કરી ત્યાંનાં દેરાં લૂટી અઢળક ધન લઈ આવ્યો હતો. ગીજનીનું રાજ ગોરી બાદશાહે ૧૧૫૨માં બેરામ પાસેથી લીધું હતું.

૩ કંદહાર-એને અકબરે સન ૧૫૯૩માં લીધું. ઇરાની લોકોએ ૧૬૨૧માં જીત્યું. શાહસૂજાને સન ૧૮૯૩માં મળ્યું. જનરલ નોટે સન ૧૮૪૨માં અફ્ગાનોને હરાવ્યા હતા.

એ સરહદપર છે. ઉત્તરમાં કુવેટા, દક્ષિણમાં કેજ ને શાહારવાન છે. પર્વત-પબ, હાલા ને બોલન છે. નદી-બોલન ને પુરાલી છે.

૫ ઈરાન—આ દેશ અફગાનીસ્તાન ને બલુચિસ્તાનની પશ્ચિમે છે. એની રાજધાની તહેરાન એ ઉત્તરમાં છે. બીજાં શહેરો-ઈસ્ફાન, યજદ, તબ્રીજ, મશદ ને કર્માન છે. ઇરાની અખાતની પૂર્વે શીરાજમાં સાદી તથા હાજી નામે પ્રખ્યાત કવિ જન્મ્યા હતા. બંદર-કારપીઅન સમુદ્રના કિનારાપર આસ્રાબાદ, બાલફ્રુશ ને બુશાયર એ ઇરાની અખાતપર. બેટ-કરક, કીશ્મ, હોર્મજ છે. પર્વત-અલબુર્જ એ ઉત્તરમાં છે. અખાત-ઇરાની અખાત એ પશ્ચિમે છે. સરોવર-વાયવ્યમાં ઉરૂમીઆ, પૂર્વમાં સીસ્ટન તથા બફ્રેઆન. નદી-કારૂન ને કુરાસુ છે. તે બંને ઇરાની અખાતને મળે છે.

૬ અર્બસ્તાન—આ દેશ ઇરાનની પશ્ચિમે એક મોટો દ્વીપકલ્પ છે. એની રાજધાની મક્કામાં મહમદ પેગંબર સન ૫૬૯માં જન્મ્યો હતો. તેણે સન ૬૦૯માં મુસલમાની ધર્મ ચલાવી કુરાન નામે ધર્મપુસ્તક રચ્યું. આથી આરબો બહુ ગુસ્સે થયા માટે તે સન ૬૨૨માં મદીને ગયો. આ વર્ષથી મુસલમાનો હીજરી સન ગણવા લાગ્યા છે. ત્યાં તે સન ૬૩૨માં મરણ પામ્યો હતો તેથી ત્યાં તેની કબર છે. બંદરો-મોખા, મસ્કત, જીદ્દા ને દક્ષિણે એડન. બેટ-દક્ષિણે સુકોત્રા અને બેહરીનનો એ પૂર્વમાં છે. ભૂશિર-રાસઅલહદની એ અગ્નિકોણમાં છે. પર્વત—હોરબ છે. સમુદ્ર-રાતો તથા અરબીસમુદ્ર છે. અખાત-એડન ને ઓમાનના છે. સામુદ્રધુની-બાબલમાંડબની છે.

૭ ટર્કીઈનં એશિઆ—આ દેશ ઇરાનીઅખાત અને અર્બસ્તાનની ઉત્તરે છે. એના મુખ્ય ચાર ભાગ છે. વાયવ્યમાં ૧ એશિઆમૈનર. એની દક્ષિણે ૨ સીરિઆ. તુર્કસ્તાનની ઇશાને ૩ આર્મીનિઆ. અને સીરિઆના રણની ને ઇરાનની વચ્ચે ૪ કુર્દિસ્તાન છે. સ્મર્ના એ એશિઆમૈનરની; દમાસ્કસ એ જગત્માં જુનામાં જુનું શહેર સીરિઆની; અર્જરૂમ એ આર્મીનિઆની અને બગદાદ એ તિગ્રિસ નદીપર કુર્દિસ્તાનની રાજધાની છે. અલેપ્પો એ સીરિઆની ઉત્તરે છે. જેરૂસલમ એ મૃત્યસરોવરની વાયવ્યે સીરિઆના દક્ષિણ ભાગ પાલેસ્ટાઇનનું મુખ્ય શહેર છે. હજરત ઇસુખ્રિસ્તનો અવતાર આ પાલેસ્ટાઇનમાં થયો હતો. બંદરો—તેબ્રિઝાંડ, સ્કુટેરી ને સાઈનોપ એ કાળાસમુદ્ર પર તથા બસ્રા એ યુફ્રતિસ ને તૈગ્રિસના સંગમ પર છે. બેટ—લિસ્બોન, સામોસ ને સૈપ્રસ એ એશિઆમૈનરના કિનારાપર છે. પર્વત—લીબનાન એ સીરિઆમાં; આરારાટ ને કોકેસસ એ આર્મીનિઆમાં; ને તૌરસ એ એશિઆમૈનરમાં. ભૂશિર—બાબાની એ એશિઆમૈનરની પશ્ચિમમાં છે. સરોવર—વાન એ આર્મીનિઆની દક્ષિણે અને ડેડસી કે મૃત્ય નામે ખારૂં સરોવર સીરિઆમાં છે. નદી—યુફ્રેતિસ ને તાઈગ્રીસ એ તૌરસ પર્વતમાંથી નીકળી ઇરાની અખાતને મળેછે.

૮ તાર્તરી (તુર્કસ્તાન.)—આ દેશ અફ્ગાનીસ્તાનની ઉત્તરે ને ઇરાનની પૂર્વમાં છે. એની રાજધાની બોખારા ઓક્સસ નદી પાસે છે. ખીવા (ઓક્સસ નદીપર) ને ખોકંદ એ પશ્ચિમ તુર્કસ્તાનનાં મુખ્ય શહેર છે. યારકંદ એ પૂર્વ તુર્કસ્તાનનું મુખ્ય શહેર યારકંદ નદી પર છે. કાશગર એ પશ્ચિમે ને ખોતાન એ દક્ષિણે છે.

પર્વત—હિંદુકુશ, બોલોર ને થીઆનશાન છે. સરોવર-કાસ્પિઅન, લોબનોર કે તેંગ્રીજ ને અ-રલ વગેરે છે. નદી-આમૂ ને સિહૂન છે. એ બંને એરલ સરોવરને મળેછે.

૯ એશિઆઈ રૂશિઆ—આ દેશ ઉત્તરમહાસાગરની દક્ષિણે છે. એના મુખ્ય ત્રણ ભાગ છે. ૧ સૈબિર્યા. ૨ ટ્રાન્સકૉકેશિઆ. ૩ રૂશિઆઈ તુર્કસ્તાન. તો-બોલસ્ક એ પશ્ચિમ સૈબિર્યાની રાજધાની ઇરતીસ નદીપર છે. ઇર્કુત્સ્ક એ પૂર્વસૈબિર્યાની રાજધાની એનીસી નદીપર છે. ટિફ્લિસ એ ટ્રાન્સકૉકેશિ-આનું મુખ્ય શહેર કર નદીપર છે. સમરકંદ એ રૂશિઆઈ તુર્કસ્તાનનું મુખ્ય શહેર દક્ષિણમાં છે. એ તૈમુર બાદશાહની રાજધાની હતી. હાલ એમાં તેની કબર પણ છે. તાસ્કંદ ને ખોકન (બાબરની જન્મભૂમિ) એ સરદેરીઆ નદી પાસે છે. બેટ—ઉત્તરે ઉત્તરમહા-સાગરમાં લીઆકોવ, પૂર્વમાં કયુરાઈલ ને સઘેલ્યન છે. પર્વત—યુરલ ને કોકેસસ એ પશ્ચિમે અને દક્ષિણે આલ્તાઈ છે. સરોવર—બૈકલ એ દક્ષિણે પૃથ્વીપર મીઠા પાણીનું મોટામાં મોટું સરોવર છે. બાલકશ, એરલ, ને કાસ્પિઅન એ પશ્ચિમે છે. નદી-યુરલ, આમુર અને ઓબી, યેનીસી, લીના. તેમાં છેલ્લાંત્રણ પૂર્વમાં છે. તે આલ્તાઇ પર્વતમાંથી ની-કળી ઉત્તરમહાસાગરને મળેછે. અખાત—ઉત્તરમાં ઓબી ને એનીસીનો તથા પૂર્વમાં અનાદીર ને તાર્તરી-નો છે. દ્વીપકલ્પ-કામસચાટકાનો એ ઓકોટસ્ક ને કામસચાટકાના સમુદ્ર વચ્ચે છે. ભૂશિર-સેવરો એ ઉત્તરમાં, લોપાટકા એ કામસચાટકાનું દક્ષિણબિંદુ અને પૂર્વભૂશિર એ સૈબિર્યાનું ઇશાનબિંદુ છે.

૧૦જાપાન—આ દેશ યસ્સો, નિફોન, કયુસ્યુ ને સિકોક વગેરે બેટો મળી થયોછે. એની રાજધાની યદો એ નિફોન બેટમાં છે. બીજાં શહેરો—મિયાકો, આ-સોકા, હાકોદાદી ને હિઆગો છે. બેટ—નિફોન ને યસ્સો વગેરે છે. બંદર—નાગાસાકી, કાનાગાવા ને નિમેગાતા છે. ભૂશિર—પૂર્વમાં કીંગ નામે છે.

૧૧ચીનાઇ રાજ્ય—આ દેશ ભરતખંડ ને હિંદી ચીનની ઉત્તરે તથા રૂશિઆની દક્ષિણે છે. એના મુખ્ય પાંચ ભાગ છે. ૧ શુદ્ધચીન. ૨ મંગોલ્યા. ૩ કોરીઆ ૪ તિબેટ. ૫ મંચુરીઆ. પેકીન એ શુદ્ધચીનની રાજધાની પેહહો નદીપર છે. હાંકાઉ ને નાનકીન એ યાંકસેકયાંગ નદીપર છે. એના કરાર ચીનની સરકાર અને અંગરેજો વચ્ચે સન ૧૮૪૨માં થયા હતા. ઉરગા એ મંગોલ્યાનું મુખ્ય શહેર બૈકલ સ-રોવરની દક્ષિણે છે. કીંગકોટાઓ એ કોરીઆનું મુખ્ય શહેર છે. લાસા એ તિબેટની રાજધાની અને બૌદ્ધ ધર્મનું પવિત્ર ધામ સાંપુ અથવા બ્રહ્મપુત્રા નદીપર છે. કોરીનઓલા એ મંચુરિઆનું મુખ્ય શહેર છે. બંદર—શુદ્ધચીનમાં નાનકીન પાસે શંઘા-ઇ, દક્ષિણે કંતાન નદીપર કંતાન અને ફારમોસા ટાપુ સામે અમોય તથા ફુચુ છે. બેટ—દક્ષિણે હેનાન ને પૂર્વમાં ફારમોસા એ શુદ્ધચીનના. દક્ષિ-ણમાં મકાઉ એ પોર્તુગીઝનો અને હોંકકોંગ એ અંગરેજોનો કંતાન નદીના મુખપર છે. તે અંગરેજોને સન ૧૮૪૨માં મળ્યો. દ્વીપકલ્પ—કોરીઆનો એ કોરીઆમાં પીળા ને જાપાની સમુદ્ર વચ્ચે છે. સામુ-દ્રધુની—કોરીઆની એ કોરીઆમાં એની અને જા-પાનની વચ્ચે છે. રણ—ગોબીનું એ કોરીઆની

મધ્યે તથા નૈરૂત્યે છે. પર્વત—યુનલિંગ એ શુદ્ધ ચીન ને તિબેટ વચ્ચે, કાગકોરમ એ તિબેટ ને કાશ્મીરની વચ્ચે, હિમાલય એ તિબેટ તથા હિંદુસ્તાનની વચ્ચે અને કૈલાસ એ તિબેટમાં છે. સરોવર—તિબેટમાં પાલટે તથા તેંગ્રિનુર એ બ્રહ્મપુત્રા પાસે અને રાવણહ્રદ તથા માન એ સતલજ પાસે છે. નદીઓ—પેઇહો હાઆંગહો, યાંકસેકયાંગ અને કંતાન એ શુદ્ધચીન દેશના યુનલિંગ પર્વતમાંથી નીકળી પાસિફિક મહાસાગરને મળેછે. વળી સિંધુ, સતલજ બ્રહ્મપુત્રા ને ઇરાવતી એ તિબેટમાંથી નીકળી અરૂની નદીનું અને બૂતાનની ઉત્તરે ઝયામુ નામે છે.

૧૨ હિંદીચીન——આ દેશ ચીનાઇ રાજ્યની દક્ષિણે તથા હિંદુસ્તાનની પૂર્વમાં એક દ્વીપકલ્પ છે. એના મુખ્ય પાંચ ભાગ છે. ૧ ઉપલોબ્રહ્મદેશ, ૨ શિઆમ, ૩ આનામ ૪ કોચીનચીન ૫ મલાયાદ્વીપકલ્પ. બ્રહ્મદેશ હિંદુસ્તાન સાથે જોડી દીધો છે માટે તેનું વર્ણન તેમાં જુઓ. બાંકોક એ શિઆમની રાજધાની મેનામ નદીપર છે. હુ એ આનામની રાજધાની ઇશાન કોણમાં છે. સાઈજોન એ કોચીન ચીનની રાજધાની છે. મલાકા એ મલાયા દ્વીપકલ્પની રાજધાની દક્ષિણે છે. એમાંથી ફીરંગીઓને વલંદા લોકોએ સન ૧૬૪૦માં કાઢી મૂકયા. એમાં સીંગાપુર ને પીનાંગ એ બેટો મલાકાની સામુદ્રધુનીમાં છે. અખાત—દક્ષિણમાં માર્ટાબાન ને શ્યામનો તથા ઈશાને ટોંકીનનો છે. સામુદ્રધુની—મલાકાની એ મલાયા અને સુમાત્રાની વચ્ચે છે. ભૂશિર—કાંબોધા, રોમાનાઆ ને નિગ્રેસ એ પૂર્વમાં છે. નદી-મેનામ અને કામબોડીઆ છે.

### એશિઆની નદીનાં મૂળ, મુખ ને તેપરનાં શહેરો.

| નદીઓ. | ક્યાંથી નીકળી. | કોને મળેછે. | નદીપરનાં શહેરો. |
|---|---|---|---|
| યુફ્રેતીસ | તોરસ પર્વત | ઇરાની અ- | હિલા, બસ્રા, અર્ઝરૂમ |
| તાઇગ્રિસ | માંથી | ખાતને | બગદાદ, મોસલ, ડાયર-[બકર. |
| હેલમંદ | હિંદુકુશપ,, | હામુન સરો. | કંદહાર. |
| કુર | તોરસપર્વત,, | કારપીઅન | તિફ્લીસ. |
| યુરલ | યુરલપર્વત,, | સમુદ્રને | ઓરેનબર્ગ. |
| ઓબી | આલ્તૈપર્વત,, | ઉત્તરમહા | તોમસ્ક. |
| એનીસી | કોશગલસરો. | સાગરને | ઇર્કુત્સ્ક, અર્ગા. |
| પેઇહો | ચીનમાં વ- | પાસિફિકમહા | પેકીન. |
| કન્તાન | " | " | કન્તાન. |
| યારકંદ | હિંદુકુશ પ. | લોબનોર સ. | યારકંદ. |
| સરહદરીઆ | થીઆનશનપ. | એરલસરો. | તાશકંદ, ખોકન. |

*(હિંદુસ્તાનની નદીઓ વિષે જુઓ પૃષ્ઠ ૬૦થી ૬૨)

### એશિઆની મહાસાગર વગેરેમાં મળનારી નદીઓ.

ઉત્તરમહાસાગરમાં—ઓબી, યેનીસી ને લીના મળેછે.

પાસિફિકમહાસાગરમાં—અનાદીર, આમૂર, પેઇહો, કંતાન, હોઆંગહો, યાંકસેકયાંગ, સીકયાંગ ને માયકયાંગ મળેછે.

હિંદીમહાસાગરમાં—બ્રહ્મપુત્રા, ઇરાવતી, સિંધુ, ગંગા, મહાનદી, તાપી, નર્મદા, કાવેરી, ગોદાવરી ને કૃષ્ણા મળેછે.

ભૂમધ્યસમુદ્રમાં—ઓરાંતીજ, મેંદર ને સખાત મળેછે.

કાળાસમુદ્રમાં—સાકારીઆ ને રીઓની કે ફાસિસ મળેછે.

કાસ્પિઅનસમુદ્રમાં—યુરલ, કૂર, અરસ, કીજલ, ઓજન, અત્રક ને ગુરગાન મળેછે.

એરલસમુદ્રમાં—જિહૂન ને સિહૂન મળેછે.

લોબનોરસરોવરમાં—યાર્કંદ અથવા યારકયાંગ મળેછે.

ઇરાનીઅખાતમાં—યુફ્રેતિસ, તૈગ્રીસ, કારૂન ને કરાસૂ મળેછે.

સીઆમનાઅખાતમાં—મીનામ નદી મળેછે.

# હિંદુસ્તાનનો પરદેશ સાથે ચાલતો વેપાર.

## નીકાશ (એકસપોર્ટ.)

હિંદુસ્તાનથી નીચલા દેશોમાં તેની સામે જણાવેલી જણસો વેપારસારૂ જાયછે.

શહેરનું નામ. જણસનું નામ.

લંડન—હરડાં, ઈસસ, ગળી, ગુંદર, એળીઓ, તલ, જાયફળ, ગાંજો, જાવંતરી, રૂ, કાથો, હાથીદાંત, સીંગડાં, હાડકાં, ચામડાં, મોરનાંપીંછ, કાચબાનીશીપ ને મોતીનીશીપ.

લીવરપુલ—ઘઉં, હરડાં, અળસી, મસાલો, ગળી, કાથો, સુખડ, ઉન, ચામડાં, હાડકાં, રૂ, રૂનોકચરો, સુતરનો કચરો, ચીથરાં ને ફટકડી.

હાંકકાંગ—ઇસસ, લવીંગ, દરાખ, વરીઆળી, ગુંગળ, બેંસાબોળ, અફીણ, કેસર, કાંદા, સુખડ, રૂ, સુતર, કાપડ, ગાલીચા, અકીક, મોતી, પાંખ ને હાથીદાંત.

શેંગાઈ—અફીણ, સુતર ને સુખડ.

હેમ્બર્ગ—અજમો, તલ, રૂ, હરડાં ને હાડકાં.

માર્સેલ્સ—મહુડાં, ઘઉં, અળસી, સરસી, એરંડી, તલ, સીંગ, કોપરાં, ખસખસ, રૂ, રૂપાનાસિક્કા, મોતીનીશીપ.

પીનાંગ—ઇસસ, બદામ, લવીંગ, આટો, કાંદા ને કાપડ.

સીંગાપુર—ધાણા, અજમો, જીરૂં, મેથી, ખજુર, માયાં, કાંદા, હીંગ, મીન, ગુલાબ, સુતર, કાપડ ને રૂપાનાસિક્કા.

યોકોહોમા—લવીંગ, માયાં, ગુંદર ને સુતર..

નેપલ્સ—ઘઉં, અળસી, રૂ ને રૂપાનાસિક્કા.

જીનોઆ—ઘઉં, અળસી, તલ, સીંગ, ગુંદર, કાથો ને રૂ.

હેવર—અળસી, સરસી, સીંગ, રૂ ને સીંગડાં.

હલ—ઘઉં, અળસી, હરડાં, રૂ ને ઉન.

એન્ટવરપ—ઘઉં, અળસી, સરસી, એરંડી, તલ, સીંગ, ખસખસ, હરડાં, કાથો, ગુંદર ને રૂ.

ડનકર્ક—ઘઉં, અળસી, સરસી, તલ, ખસખસ, રૂ ને સીંગડાં.

એડન—ખાંડ, તંબાકુ, રૂ, સુતર ને કાપડ.

## આયાત (ઇમપોર્ટ).

હિંદુસ્તાનમાં નીચલા દેશોથી તેની સામે જણાવેલી જણસો વેપારસારૂ આવેછે.

લંડન—સોનું, રૂપું, નગદી, ત્રાંબુ, પીતળ, જસત, તીખું-લોઢું, પતરાં, ખીલા, સોય, પારો, ખરોકસબ, મટાકી, ઘડીઆળ, સ્લેટપેન, કાગળ, બીર, ચુનો, તેલનો રંગ, વારનીસ, સાબુ, રંગ, ગોળી, મીનબતી, તેલ, શીશી, બુચ, તરપીટન, કોલોનવાટર, બાટલી, ખાંડ, બીસકોટ, કપુર, દવા, બરાંડી, વાઇનસ્પીરીટ, દારૂગોળો, બીલોરકામ, સુરંગનો દારૂ, કાચ, કારમજ, કેસર, સિંદુર, જીન ને પુસ્તકો.

લીવરપુલ—તીન પેટ, સ્લેટ, તેલ, ચુનો, મીનબતી, છતરી, સુતર, બલાંગ, સિંદુર, કાપડ, ઘડીઆળ, કોલસો, ત્રાંબુ, ઈંટ, લોખંડ, વાઇનસ્પીરીટ, તંબાકુ, તંબાકુની પાઇપ, કાગળ, બીર, અસીડ, પીકાંઉ, પાવડા, માટીકામ, સીવવાના સાંચા, સુરમો, બીલોરકામ, ખીલા, પતરાં ને ચરબી.

હાંકકાંગ—ચા, પીપરમીટનુંતેલ, પીપરમીટનાંફુલ, મુરબો, સાકર, સુરોખાનો, કંઇખાંડ, દવા, કપુર, કાગળ, દોરડાં, ચીનીકામ, લાકડકામ, સાદડી, ચીતલ, કોપરબરાસ, પરગમ, સપાટ, સીવવાના સાંચા, રૂપાકામ, રમકડાં ને ચક.

હેમબર્ગ—ખાંડ, કાગળ, સ્લેટપેન, રંગ, ટાંચણી, દીવાસળી, સાબુ, સીવવાનાસાંચા, કાચ, ખીલા, તેલનોરંગ, ઘડીઆળ, ચંપીન, જીન, પીતળ, તીખુંલોઢું (ગજવેલ), લોખંડ, કોલોનવાટર, મીનબતી, પાના, બીલોરકામ,બરાંડી ને સોય.

મારસેલ્સ—બરાંડી, વાઈન, આલુ, તેલ, ખરોકસબ, ખોટા કસબ, તંબાકુ, કેશર, મધ, રૂપું, રંગ, ઘડીઆળ, નગદી, અંગાર ને કાચબાનીશીપ.

સીંગાપુર—છતરી, બરૂ, ફટાકડા, દામર, નેતર, લાકડું, સાગ, સોપારી, કલાઈ, લોબાન, જાયફળ, જાવંતરી, કારી, મેચીશ (દીવાસળી), પીપળા, પીપરમીટનું તેલ, ચીનીકબાલા.

એડન—ગુંદર, ઇસસ, ખાલીપીપ, ચામડાં, કાફી ને હારાબોળ.

કોલંબો—અળચી, ચા, ગુંદર ને કોપરેલ.

બસ્રા—સુકોમેવો, ખારેક, ખજુર, દવા ને માથાં.

મસ્કત—ખજુર, ઉન, કાપડ, નગદી.

અબુશેર—બદામ, ખજુર, હીંગ, કાળીજીરી, મજીઠ, માજુ, રેશમ, વાઇન, રંગ, ગુલાબજળ, ગુંદર, ગાલીચા ને ઉન.

બગદાદ—ખજુર, બેદાના, દરાખ, ચામડાં ને નગદી.
બાબાસ—બદામ, પસતાં, અંજીર, દરાખ, અખરોટ, આલુ
ખારેક, ગુલાબનાંફુલ, ગુલાબજળ, મજીઠ, હીંગ ને ગંધક.
બહરીન—દાડમ, ખજુર, મોતી, ચામડાં, પાંખ ને નગદી.
કંતાન—ચા, રેશમ, રેશમીસાડી, છતરી, ચીતલ, પરગમ,
લાકડકામ, કાપરણરાસ, ચોપચીની ને પીતળપાન.
ન્યુયાર્ક—કેરોસીન, સીગારેટ, ચીરૂટ ને ચોપડીઓ.
ગ્લાસગો—છતરી, દોરા, બાર્ડીંગ, બીર, સાહી, સ્પીરીટ,
લાકડાં, પતરાં, સુતર, રંગ, સિંદુર, હીરાકસી, કાગળ,
લોખંડ, જસત ને ઇંટ.
તરીએસ્ટ—સોનાપાન, પીતળપાન, ખરોકસબ, બીલોરકામ,
સુતર, ખાંડ, કાગળ, કાચ, દવા, રંગ, સાબુ, તીજોરી,
બીર, વાઇન ને રૂપું.

મેનચેસ્ટરથી સુતરાઉ કાપડ; લીડસથી ઉનનું કાપડ; સ્પીટલફીલ્સ અને મેકલેસફીલ્ડથી રેશમી કાપડ; મોરીસસથી ખાંડ; બાતુમથી કેરોસીન; બતેવીઆથી ચા અને કારદોફ તથા હલથી પુષ્કળ કોલસો આવેછે.

---

## હિંદુસ્તાનમાં ચાલતી રેલવેઓ.

પહોળા માપની રેલવે—બી બી. એંડ સી. આઇ રેલવે; જી. આઇ. પી રેલવે; બેંગાલસેંટ્રલ; નિઝામસ્ટેટ; ઇંડિયન મીડલાંડ; આઉદ એંડ રોહીલખંડ; મદ્રાસ; વરધાકોલ; નોર્થવેસ્ટર્ન; અમૃતસર પથાનકોટ; રાજપુરા ભતીનડા; ઇસ્ટર્ન-બંગાલ; ઈસ્ટઇંડિયા; પટના ગાયા; દીલદારનગર ગાજીપોર; ત્રિચિયા; તારકેશ્વર; ઘોંડમનમાર; ખાનગામ; ઉમરાવતી; અને ભોપાલ ઇતરાસી રેલવેઓ છે.

સાંકડા માપની રેલવે—રજપુતાના માળવા; આસામ બીહાર; સાઉથ ઇંડિયા; ભાવનગર ગોંડળ; ગાયકવાડ; સધર્ન મરાઠા; ઉતરબંગાળ; લખનોર સીતાપુર; જોરહત; રોહીલખંડ; બરોલીપીલીભીત; તીરહુત; બંગાલ નાગપુર; ચીરાકપનીગંજ; કાનીઆધારલા; ધાકા; બરમા તોગુ માંડલે; નલહતી અને વીલુપરા મગનતફલ રેલવેઓ છે.

## મુંબઈથી સુરત સુધીનાં સ્ટેશનો.

| મેલ મુંબઈથી. | ૧૮ ગોરગામ. | ૧૦૨ ભીલાડ. |
|---|---|---|
| ૦ કોલાબા. | ૨૦ મલાડ. | ૧૦૯ દમણ. |
| ૧ ચર્ચગેટ. | ૨૨ બરોલી (દૈસર) | ૧૧૬ ઉદવાડા. |
| ૨ મરીનલાઇન. | ૨૯ ભાઇંદર | ૧૧૮ પારડી. |
| ૩ ચર્નીરોડ. | ૩૪ વસઈ. | ૧૨૫ વલસાડ. |
| ૪ ગ્રાંટરોડ. | ૩૯ વેરાર. | ૧૩૦ ડુંગરી. |
| ૫ મહાલક્ષ્મી. | ૪૯ સોપારા. | ૧૩૬ બીલીમોરા |
| ૬ પરેલ. | ૫૮ પાલઘર | ૧૩૯ અમલસાડ |
| ૭ એલફિન્સ્ટન. | ૬૫ બોઇસર | ૧૪૪ વેડછા. |
| ૮ દાદર. | ૭૧ વાનગામ. | ૧૪૯ નવસારી. |
| ૧૦ માહીમ. | ૭૮ દહેણું. | ૧૫૪ મરોલી |
| ૧૧ વાંદરા | ૮૫ ગોલવડ. | ૧૫૮ સચીન. |
| ૧૩ સાંતાક્રૂઝ. | ૯૧ વેવજી | ૧૬૭ સુરત. |
| ૧૫ અંદેરી. | ૯૪ સંજાણ | |

## સુરતથી અમદાવાદ સુધીનાં સ્ટેશનો.

| ૧૭૦ અમરોલી | ૨૨૦ પાલેજ. | ૨૬૬ નાવલી |
|---|---|---|
| ૧૭૬ સાયન. | ૨૨૯ મીયાંગામ | ૨૭૦ આણંદ |
| ૧૮૨ કીમ. | ૨૩૬ ઇટોલા | ૨૭૪ બોરીઆવી |
| ૧૯૨ પાનોલી. | ૨૪૬ વિશ્વામિત્રી | ૨૮૧ નડીઆદ |
| ૧૯૮ અંકલેશ્વર | ૨૪૮ વડોદરા | ૨૯૨ મહેમદાવાદ |
| ૨૦૪ ભરૂચ. | ૨૫૨ બાજવા | ૨૯૯ બારેજડી |
| ૨૧૧ ચમારગામ | ૨૬૦ વાસદ | ૩૧૦ અમદાવાદ |

## સાબરમતી જંકશનથી દિલ્લી સુધીનાં સ્ટેશનો.

| ૩૧૪ સાબરમતી | ૩૭૪ સિદ્ધપુર | ૪૩૧ કીવર્લિ |
|---|---|---|
| ૩૨૯ ખોડીઆર | ૩૮૨ ચાંપી | ૪૪૧ રોહેરા |
| ૩૨૬ કાલોલ | ૩૮૭ ઉમરદેસી | ૪૪૬ બનાસ |
| ૩૩૭ ડાંગરવા | ૩૯૩ પાલનપુર | ૪૫૩ પોડવારા |
| ૩૪૬ જગુદ | ૪૦૦ ચીત્રાસની | ૪૫૭ કેશવગંજ |
| ૩૫૩ મેગાના | ૪૦૬ સરોત્રા | ૪૬૩ નાના |
| ૩૫૯ ભાનડુ | ૪૧૪ રોહ | ૪૭૧ મોરી |
| ૩૬૬ ઊંઝા | ૪૨૫ આબુરોડ | ૪૭૬ એરીનપુરા |

| | | |
|---|---|---|
| ૪૮૭ ફાલના | ૫૨૨ આવા | ૬૧૫ અજમેર |
| ૪૯૬ રાની | ૫૨૮ મારવાડ રે.જં. | ૬૯૯ જયપુર |
| ૫૦૫ જાવલી | ૫૩૩ ધારેશ્વર | ૮૪૮ આગ્રા |
| ૫૧૪ બીન્વાલીઆ | ૫૪૧ સુજાતરોડ | ૮૯૦ દિલ્લી. |

## વડોદરારેલ્વે સ્ટેશનોથી જોડાતા બીજા રેલ્વે.

ગાયકવાડ રેલ્વે—મીઆગામ સ્ટેશનથી જોડાયછે.
રજપુતાના માળવા રેલ્વે—અમદાવાદસ્ટેશનથી જોડાયછે.
મેશાના વડનગર રેલ્વે—મેશાના સ્ટેશનથી જોડાયછે.
જોધપુર રેલવે—મારવાડના સ્ટેશનથી જોડાયછે.
પાચઅદરા રેલ્વે—દ્યુની સ્ટેશનથી જોડાયછે.

## મુંબઇથી મદ્રાસ સુધીનાં સ્ટેશનો.

| મલ મુંબઇથા | | |
|---|---|---|
| ૦ બોરડીબંદર | ૫૪ નારેલ | ૧૬૭ ધોંડ |
| ૧ મસીદ. | ૫૮ ચીંચવલી | ૧૭૩ બોરબેલ |
| ૩ભાંયખલા. | ૬૨ કરજત | ૧૮૪ ડિકસળ |
| ૪ ચીચપોગલી | ૬૪ પલાસધારી | ૧૮૯ કાત્રજ |
| ૫ પરેલ | ૭૮ ખંડાલા | ૧૯૫ પોમલવાડી |
| ૬ દાદર | ૮૦ લાનોલી | ૨૦૩ વાસિંબા |
| ૭ માટુંગા | ૮૫ કારલી | ૨૧૩ જેઉર |
| ૮ શિવ | ૯૦ ખરકલા | ૨૨૩ કેમ |
| ૧૦ કુરલા | ૯૬ વાડગામ | ૨૩૪ બારસીરોડ |
| ૧૩ ઘાટકુપર | ૯૮ તલેગામ | ૨૪૪ માઢા |
| ૧૭ ભાંડુપ | ૧૦૪ સલઇવાડી | ૨૫૩ અંગર |
| ૨૧ થાણા | ૧૦૯ ચીંચવડ | ૨૬૩ મોહળ |
| ૨૫ ઉંબરા | ૧૧૬ ખડકી | ૨૭૩ પાકણી |
| ૨૭ દીવા | ૧૧૯ પુના | ૨૮૩ સોલાપુર |
| ૩૦ ડેમોલી. | ૧૩૦ લોણી. | ૨૯૨ હુટગી |
| ૩૪ કલ્યાણી* | ૧૩૭ ઉરલી | ૪૪૩ રાયચુર |
| ૩૮ અમરનાથ | ૧૪૫ યવત | ૭૯૪ મદ્રાસ. |
| ૪૨ બદલાપુર | ૧૫૩ ખેડ ગામ | |

## કલ્યાણી જંકશનથી કલકત્તા સુધીનાં સ્ટેશનો.

| | | |
|---|---|---|
| મેલ કલ્યાણીથી | ૯૪ ખેડવાડી | ૧૯૧ ગાલના |
| ૬ ટીટવાલા | ૧૦૧ નિફાડ | ૧૯૮ પાચોરા |
| ૧૧ ખડવલી | ૧૦૭ ઉગામ | ૨૦૭ માંહજી |
| ૧૬ વાસીંદ | ૧૧૩ લાસલગામ | ૨૧૪ મ્હસવડ |
| ૨૦ શાહપુર. | ૧૨૨ સમીટ | ૨૨૦ સીરસોળી |
| ૨૫ આઠગામ | ૧૨૮ મનમાડ | ૨૨૭ જળગામ |
| ૩૩ ખરડી | ૧૩૭ હીસુળ | ૨૩૫ ભદલી |
| ૪૧ કસારા | ૧૪૪ નંદગામ | ૨૪૨ ભુસાવળ |
| ૫૧ ઇગતપુરી | ૧૫૦ પીપળખેડા | ૩૧૯ ખંડવા |
| ૫૭ ઘોટી | ૧૫૭ નૈડોંગરી | ૩૮૩ હર્ડા |
| ૬૭ આસવલી | ૧૬૫ હીરાપુર | ૪૩૦ ઇતારસી |
| ૮૩ નાશક રોડ | ૧૭૫ વાઘલી | ૫૮૨ જબલપુર |
| ૯૮ ઓઢા | ૧૮૨ કજગામ | ૧૩૬૬ કલકત્તા. |

## જી.આઈ.પી.નાં સ્ટેશનોથી જોડાતા બીજા રેલવે.

ધોન્ડ એન્ડ મનમારસ્ટેટરેલવે—મનમાર સ્ટેશનથી જોડાયછે.
હોલ્કરસ્ટેટરેલવે—ખંડવાના સ્ટેશનથી જોડાયછે.
ઈંડિયન મીડલાંડરેલવે—ઇતારસી સ્ટેશનથી જોડાયછે.
ઈસ્ટઇંડિયારેલવે—જબલપુર સ્ટેશનથી જોડાયછે.
ઉમરાવતીરેલવે--બદનેરાના સ્ટેશનથી જોડાયછે.
વરધા વરોરારેલવે—વરધાના સ્ટેશનથી જોડાયછે.
બંગાલ નાગપુરરેલવે—નાગપુરના સ્ટેશનથી જોડાયછે.
નીઝામસ્ટેટરેલવે--વાડીના સ્ટેશનથી જોડાયછે.
મદ્રાસરેલવે—રાયચોરના સ્ટેશનથી જોડાયછે.
સધર્ન મરાઠારેલવે—પુનાના સ્ટેશનથી જોડાયછે.

## મુંબઇ ઇલાકાનાં મુખ્ય શહેરોની વસ્તી.

### (૧). સિંધપ્રાંત.

| શહેરો. | વસ્તી. | શહેરો. | વસ્તી. | શહેરો. | વસ્તી. |
|---|---|---|---|---|---|
| કરાંચી | ૬૮૩૩૨ | હૈદરાબાદ | ૪૫૧૯૫ | શીકારપુર | ૪૨૪૯૬ |

### (૨) કચ્છપ્રાંત.

| | | | | | |
|---|---|---|---|---|---|
| માંડવી | ૩૫૯૮૦ | ભૂજ | ૨૨૩૦૮ | અંજાર | ૧૨૫૮૪ |

## (૩). ગુજરાતપ્રાંત.

| | | | | | |
|---|---|---|---|---|---|
| અમદાવાદ | ૧૨૪૭૬૭ | વીરમગામ. | ૧૮૯૫૦ | પોરબંદર | ૧૪૫૬૯ |
| સુરત | ૧૦૯૮૪૪ | ધોળકા | ૧૭૭૧૬ | કપડવંજ | ૧૪૪૪૨ |
| વડોદરા | ૧૦૧૮૧૮ | પાલણપુર | ૧૭૫૪૭ | પેટલાદ | ૧૪૪૧૮ |
| ભાવનગર | ૪૭૭૯૨ | કડી | ૧૬૬૮૯ | મહુવા | ૧૩૭૦૪ |
| નવાનગર | ૩૯૬૬૮ | વઢવાણ | ૧૬૬૪૯ | અમરેલી | ૧૩૬૪૨ |
| ભરૂચ | ૩૭૨૮૧ | ધોરાજી | ૧૬૧૨૧ | ગોંડળ | ૧૩૫૨૩ |
| ખંભાત | ૩૬૦૦૭ | નવસારી | ૧૫૯૨૪ | સિદ્ધપુર | ૧૩૫૦૫ |
| પાટણ | ૩૨૭૧૨ | વડનગર | ૧૫૪૨૪ | ગોધરા | ૧૩૩૪૨ |
| નડીઆદ | ૨૮૩૦૪ | મોરબી | ૧૫૩૫૩ | વલસાડ | ૧૩૨૨૯ |
| જુનાગઢ | ૨૪૬૭૯ | ડભોઈ | ૧૪૮૬૮ | લીંબડી | ૧૨૮૭૩ |
| રાજકોટ | ૨૦૧૦૪ | રાધનપુર | ૧૪૭૨૨ | ખેડા | ૧૨૬૪૦ |
| વીસનગર | ૧૯૬૦૨ | ઉમરેઠ | ૧૪૬૪૩ | દાહોદ | ૧૨૩૯૪ |

## (૪) ઉત્તર મહારાષ્ટ્રપ્રાંત.

### अ કોકણ--મુંબઇ બેટ ૭૭૩૧૯૬

| | | | | | |
|---|---|---|---|---|---|
| માલવણ | ૧૫૫૬૫ | કલ્યાણી | ૧૨૯૧૦ | વસઇ | ૧૦૩૨૭ |
| વાંદ્રા | ૧૪૯૮૭ | રત્નાગિરી | ૧૨૬૧૬ | ઉરણ | ૧૦૧૪૯ |
| થાણા | ૧૪૪૫૬ | ચિપળુણ | ૧૨૦૬૫ | વેંગુર્લા | ૮૯૪૭ |
| ભીમડી | ૧૩૮૩૭ | પનવલી | ૧૦૩૩૧ | પેણ | ૮૦૮૦ |

### ब દક્ષણ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| પુના | ૯૯૬૨૨ | પંઢરપુર | ૧૬૯૧૦ | એરંડોલ | ૧૧૫૦૧ |
| સોલાપુર | ૬૧૨૮૧ | બારસી | ૧૬૧૨૬ | કન્હાડ | ૧૦૭૭૮ |
| અહમદનગર. | ૩૭૪૯૨ | માલેગામ | ૧૪૪૦૨ | જુન્નર | ૧૦૩૭૩ |
| સતારા | ૨૯૦૨૮ | ચોપડા | ૧૩૯૩૨ | નસરાબાદ | ૧૦-૪૩ |
| નાશક | ૨૪૧૦૧ | ધરણગામ | ૧૩૦૮૧ | તાસગામ | ૧૦૨૦૦ |
| ધુળીઆ | ૧૮૪૪૯ | પારોળા | ૧૨૩૫૪ | જલગામ | ૯૯૧૮ |
| યેવલા | ૧૭૦૮૫ | વાઇ | ૧૧૬૭૬ | ભુસાવળ | ૯૬૧૩ |

## (૫) દક્ષિણ મહારાષ્ટ્રદેશ ને ઉત્તરકાનડા.

| | | | | | |
|---|---|---|---|---|---|
| હુબળી | ૩૬૬૭૭ | કારવાડ | ૧૩૭૬૧ | ગુળેદગુડ | ૧૦૬૪૮ |
| બેલગામ | ૩૨૬૧૭ | બાગલકોટ | ૧૨૮૫૦ | કુમ્તા | ૧૦૬૨૯ |
| ધારવાડ | ૨૭૧૯૧ | વીજાપુર | ૧૧૪૨૪ | ગોકાક | ૧૦૩૦૭ |
| ગદગ | ૧૭૦૦૧ | અથણી | ૧૧૧૮૬ | રાણીબેન્નુર | ૧૦૨૦૨ |

ઘરસંસાર અને નીતિની કેળવણી માટે
ઉત્તમ પુસ્તક.

# સુંદરી ગુણમંદિર.

(ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ પાસ કર્યું છે.)

બીજી આવૃત્તિ. કીંમત દશ આના.

કુટુંબને ઘરસંસાર અને નીતિની કેળવણી આપવા સારૂ હિંદુ, પારસી અને મોહોમેદન વિદ્વાનોએ કોઈપણ પુસ્તક પસંદ કર્યું હોય તો તે આ "સુંદરીગુણમંદિર" છે. એની બરાબરી કરી શકે તેવું બીજું પુસ્તક બહાર પડયું નથી. વિદ્વાન ગ્રાહકોએ, દાક્તરોએ તેમ જ કેળવણીખાતાના ડેપ્યુટી ઈન્સ્પેકટરોએ અને શાળાના અનુભવી પુરૂષ-સ્ત્રી શિક્ષકોએ તથા રોજીંદા, અઠવાડિક અને માસિક પત્રાધિપતિઓ ઉપરાંત દિવાન અને રાજા સુધાંએ તેનાં ઘણાં વખાણ કર્યાંછે એટલુંજ નહિ, પણ ઘણાએએ તો તેને શાળાખાતામાં ચલાવવા, લાયબ્રેરીઓમાં રાખવા અને ઈનામમાં વહેંચવા પણ ભલામણ કરીછે. વળી ગાયકવાડ, જુનાગઢ અને કચ્છ વગેરે સરકારો તરફથી પણ તેને સારૂં ઉત્તેજન મળતું રહ્યુંછે. ધર્મ-અર્થ વગેરે પુરૂષાર્થ પ્રાપ્ત કરવનું ઉત્તમ સાધન સર્વમાન્ય આ ગ્રંથ છે.

આ પુસ્તક મુંબઈમાં પંડિત જેષ્ટારામ મુકુંદજીને ત્યાંથી તથા અમદાવાદમાં ગુજરાત વર્નાકયુલર સોસાઈટીમાંથી અને સઘળા ચોપડીઓ વેચનારને ત્યાંથી તેમ જ કર્તા પાસેથી પણ રોકડી કીમતે મળશે.

મુંબઈ, ભૂલેશ્વર
શાકમાર્કિટસામે
ડાબાવાડી.

રચી છપાવી પ્રસિદ્ધ કર્તા,
મહાસુખરામ હરગોવિંદદાસ.

## મહાસુખકૃત "ભૂગોળવિદ્યા" વિષે મત.

રાવસાહેબ વરજરાય સંતોકરાય દેસાઈ; મુંબાઈની શાળાઓના ડે. એ. ઇન્સ્પેક્ટર—મિ૦ મહાસુખરામે રચેલી ભૂગોળ સંબંધી વર્ણનની ચોપડી વાંચવાથી માલમ પડેછે કે તેમણે ગોઠવણ ઘણી સારી કરીછે. ટુંકામાં ઘણી બાબતોનો સમાવેશ કર્યો છે. વેપાર સંબંધી અને ઇતિહાસ સબંધી પ્રસિદ્ધિ પામેલાં સ્થળો દાખલ કર્યાં છે, અને ભાગો પાડવામાં તથા તે સંબંધી વર્ણન કરવામાં પૂર્વાપર સંબંધ સારો રાખ્યો છે. ઉપયોગી અને જાણવા લાયક હકીકત તમામ આવી જાયછે. ખાનગી ભૂગોળોની ચોપડીઓ જે મારા જોવામાં આજ સુધી આવી છે તે બધી કરતાં મિ૦ મહાસુખરામની ચોપડી સારી છે. શાળાઓમાં ચલાવવા લાયક છે. ભાષા શુદ્ધ છે

રા૦ મંછુભાઇ નરસિંહદાસ એલ. એલ. બી. ને શેઠ ગો૦ તે૦ સ્કૂલોના ઇન્સ્પેક્ટર—મિ૦ મહાસુખરામકૃત "ભૂગોળ વિદ્યા" જેવું બીજું પુસ્તક ભાગ્યેજ બહાર પડયું હશે. આ ભૂગોળવિદ્યાની યોજના સર્વોત્તમ છે. તેમાં વેપારની બાબતો વિશેષ નવી દાખલ કરવામાં આવીછે. ભૂગોળના વિષયમાં નકશા, સ્થળ ને તેના ઇતિહાસના નિકટસંબંધ હોવાથી આ ભૂગોળમાં તે ત્રણેની યોજના કરવામાં આવીછે. ટુંકામાં આ ભૂગોળવિદ્યા શીખનાર તથા શીખવનારને સરસ, સરળ ને સુગમ છે માટે તે સર્વ શાળાઓમાં ચલાવવી જોઇએ એવો મારો અભિપ્રાય છે.

રા૦ માવજી કાનજી મહેતા બી. એ. કચ્છમાંડવી અંગરેજી સ્કૂલના હેડમાસ્તર—ભૂગોળ મેં વાંચી. નામ પ્રમાણે મુંબઇ ઇલાકા તથા હિંદુસ્તાનનું વિશેષ વર્ણન બહુ બારીકીથી આપેલું છે. ભૂગોળવિદ્યાપરનાં બીજાં પુસ્તકોમાં નહિ મળે એવા વિવિધ વિષયોનો સમાવેશ ઘણી કાળજીથી તેમજ તદન નવા પાયાપર કરેલો છે. તે છતાં પુસ્તકનું કદ વધી ગયું નથી. શાળાઓમાં તે બહુ ઉપયોગી થઈ પડે એમ છે તેમજ સાધારણ વાચક વર્ગને પણ 'ગાઇડ બૂક' જેવી રસિક લાગશે.

રા૦ જમનાદાસ મનોરદાસ શેઠ ગો૦ તે૦ ધર્મખાતાના સેક્રેટરી—આ ભૂગોળ મેં વાંચીછે. તેમાં એશિઆખંડનું ટુંકામાં પણ સાદી અને સરળ ભાષામાં આપવામાં છે તેથી તે ગુજરાતી તથા એંગ્લોવર્નાક્યુલર સ્કૂલમાં ઉપયોગી થઇ પડશે. વળી તેની ઈબારત એવી રાખેલી છે કે કચ્છ, કાઠીઆવાડ, ગુજરાત અને મુંબઇ ની ભૂગોળના માન્ય પુસ્તક તરીકે તે વાપરીશકાય.

...ને ત્યાંથી મળશે. ભૂલેશ્વર ડોકાવાડી;—મુંબઈ.